# श्रीआर्यभिषक्

अथवा

## हिंदुस्थाननो वैद्यराज

सद्गत आ० म० शास्त्री शंकर दाजी पदे, एमणे
काशीनिवासी व्यास हरिकृष्ण भगवानलाल पासे
पोताना मराठी ग्रंथनुं करावेलुं भाषान्तर

सस्तु साहित्य वर्धक कार्यालय
तरफथी श्रीयुत प्रागजी डोसजी कानाबार पासे
सुधारोवधारो करावी प्रकाशकः भिक्षु—अखंडानंद
અમદાવાદ અને કાલબાદેવી—મુંબઈ

આવૃત્તિ સાતમી, સં.૧૯૮૭, પૃષ્ઠ ૮૩૨, પ્રત ૮૦૦૦, કુલપ્રત ૨૧૨૦૦
અમદાવાદમાં રૂ. ત્રણ બહારવાળા ૦ાા વધુ લેશે.

स्मृतिमान् युक्तिहेतुज्ञो जितात्मा प्रतिपत्तिमान् ॥
भिषगौषधसंयोगैश्चिकित्सां कर्तुमर्हति ॥ "श्री चरकाचार्य"

અર્થાત્—સ્મરણશક્તિવાળો, યુક્તિ તથા હેતુને જાણનારો, જિતાત્મા અને સારી પરીક્ષા કરી જાણનારો વૈદ્યજ ઔષધ વડે રોગીની ચિકિત્સા કરે.



અમદાવાદમાં "શ્રી સસ્તુ સાહિત્ય મુદ્રણાલય"માં
ભિક્ષુ—અખંડાનંદના પ્રબંધથી મુદ્રિત.

# आगली आवृत्तिओ विषे थयेलक अभिप्राय

"વૈદ્યકની સર્વસુલભ અનેક બાબતોની માહિતીથી ભરપૂર આ ગ્રંથ છે. સાધારણ વ્યાધિ થયે ઔષધિ ઘરમાં છતાં તેનો ઉપયોગ ન સમજવાથી વૈદ્યને ત્યાં દોડવાનું થાય છે. તેમ કરવાની આવા પુસ્તકના યોગથી જરૂર પડતી નથી; એટલુંજ નહિ પણ જેઓ વૈદ્યનો ધંધો કરે છે તેમને તો આ પુસ્તકમાંની માહિતી અમૂલ્ય થઇ પડશે." **કેળવણી**–સપ્ટેમ્બર ૧૯૧૫.

"યહ ઐસા સુંદર ઔર સુસંસ્કૃત ગ્રંથ હૈ કિ એક ઇસીકે પાસ રહને સે ફિર ઔર કિસી ભી ગ્રંથ કે રખને કી આવશ્યકતા નહીં પડતી. એક યહી ગ્રંથ મનુષ્ય કો પૂર્ણ વૈદ્યરાજ બનાને મેં સમર્થ હૈ." **સુધાનિધિ**–જાન્યુઆરી ૧૯૧૭.

"આ પુસ્તક 'ગૃહવૈદ્યક' અથવા 'ફેમીલી મેડીસીન'ની પેઠે દરેક ઘરમાં આદરણીય છે. આપણી સ્ત્રીઓને પોતાનાં બાળકોની સહેજ માંદગીમાં તેમજ પોતાને તથા પોતાના કુટુંબમાં કંઇ પણ વ્યાધિ થતાં આરોગ્યના સંબંધમાં ડૉક્ટર સાહેબોને ઘેર જવું પડે છે; પણ તેઓ આવાં પુસ્તકો વાંચી ઘરગતુ દવાઓના ગુણદોષ તથા સામાન્ય રોગની ચિકિત્સા વગેરે જાણે તો તેથી તેમને ઘણો લાભ થાય." **નવજીવન અને સત્ય**–જાન્યુઆરી ૧૯૧૭.

"સ્વ૦ વૈદ્યશાસ્ત્રી શંકર દાજીની બાહોશ કલમથી રચાયલા આ ગ્રંથના ઉપયોગીપણા વિષે બે મત હોઇ શકેજ નહિ. એ વિખ્યાત વૈદ્યશાસ્ત્રીએ આ ગ્રંથનો સંગ્રહ જૂના ગત કાળના સંસ્કૃત અને પ્રાકૃત વૈદ્યક સાહિત્યના અભ્યાસ અને પોતાના બહોળા અનુભવ પરથી ઉપજાવી કાઢેલો છે.

આ સંગ્રહની રચના અને દરેક પ્રકરણમાં નજરે પડતી કાબેલ અને અચૂક વર્ણનશક્તિ ખરેખર પ્રશંસાપાત્ર છે. આવા શાસ્ત્રીય ગ્રંથો જોઇને આપણે ગર્વ લઇ શકીએ કે, પશ્ચિમ તરફના મુલકોના શાસ્ત્રકારોની સાથે હરિફાઈમાં આપણે ખાંડયા જઇએ એમ નથી.

આ ગ્રંથની શરૂઆતમાં સ્વ. પં. શંકર દાજી શાસ્ત્રીનું જીવન આપવામાં આવેલું છે તે યથાયોગ્ય છે. આવા પરાક્રમી પુરુષોના જીવનનું વૃત્તાંત વાંચીને આ જમાનાના સહેલાણી સજ્જનોમાં અનુકરણીય ઉત્સાહ ઉદ્‌ભવે એમ આશા રાખી શકીએ.

આ ગ્રંથના અંગમાં કાંઈ ચંચુપાત કરીએ તો કંઇ અવનવા ગુણો દૃષ્ટિગોચર થાય છે. દોષની તો ખામીજ છે. પ્રથમમાં વનૌષધિના ગુણોનું આદર્શન કર્યું છે અને તે એવી તો બાહોશીથી કરેલું છે કે મનને આહ્‌લાદ આપે છે. વર્ણન કરવામાં ઠેકઠેકાણે કંઇ કંઈ રસીલો હેવાલ વર્ણવીને શાસ્ત્રીય ગ્રંથોના વાંચનારને કંટાળો ન ઉપજે તે માટે પ્રયાસ કીધો છે. બીજા ભાગમાં રોગને અનુકૂળ પડે એવી દવાઓનું ધ્યાન કીધું છે અને અટપટા નામવાળી અને અશક્ય દવાઓને ઠેકાણે ઘરગથુ અને લોકપ્રિય દવાઓનાં મિશ્રણ દર્શાવીને રોગી પ્રજાને આભારના બોજા નીચે મૂકે છે. વળી પાંચમા ભાગમાં રસવૈદ્યનું વર્ણન કરીને જુદા જુદા ખારોને બનાવવાની રીતો જે ઘણી કઠણ અને ગુપ્ત બાબતોમાં ગણાય છે, તે પૂરતી વિગતો સાથે જાહેરમાં જણાવી છે; પણ આ ગ્રંથના ગુણો અગણિત છે ને તેનું વર્ણન કરવું તે સોના પર ઢોળ ચઢાવવા જેવું છે."

**દેશી વેપારી ચેમ્બરનું માસિક**–જૂન ૧૯૧૫.

"વૈદ્યકના ઘણા ગ્રંથો પ્રકટ થયેલા છે, છતાં અમારે કહેવુંજ જોઇએ કે, તે દરેક ગ્રંથમાં આ ગ્રંથને અગ્રપદ આપીશું તો તે કોઇ પણ પ્રકારે ખામીવાળું નહિજ ગણાય. આ ગ્રંથમાં ભારતવર્ષની ઉત્તમ વનસ્પતિઓનો ઉપયોગ કેમ કરવો તે સંબંધી તથા બીજું વૈદકના ધંધાને સહાય થઈ પડે તેવું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. પરમ કૃપાળુ પરમાત્માએ ભારત પર અનેક ઉપયોગી વનસ્પતિઓ ઉત્પન્ન કરી જે ઉપકારો કર્યા છે, તે ખરેખર મહાન છે; પણ તેઓના ગુણદોષ નહિ જાણવાથી તેવી અનેક ઉપયોગી વનસ્પતિ નકામી જાય છે. તે માટે આ પુસ્તક

ઘણુંજ ઉપયોગી છે. નાનાં નાનાં શહેરો અને ગામો કે જ્યાં વૈદ્ય ડૉકટરોનો અભાવ હોય છે તેવી દરેક જગ્યાએ આ પુસ્તક હોય તો ઘણુંજ ઉપયોગી થઇ પડયા સિવાય રહેશે નહિ અને ભારતની ગરીબડી પ્રજા વૈદ્ય-ડૉકટરોનાં ભારે પડતાં બીલ ચૂકવવાથી મુક્ત થશે."

**વિવેચક**—ઑગસ્ટ ૧૯૧૪.

"પશ્ચિમનું સઘળું સ્વીકારવાની દોડધામમાં આપણે જુદી જુદી જાતની વનસ્પતિઓના ઉપયોગ ત્યજી દેવાથી ઘણુંજ ગુમાવ્યું છે. અલબત્ત, વિલાયતી દવાઓ તાત્કાલિક અસર જલદીથી કરે છે, પણ દર્દનાં ઉંડાં મૂળ કાઢવાની તેની શક્તિ વિષે શંકા રાખી શકાય. આ ગ્રંથમાં જુદી જુદી દરેક જાતની વનસ્પતિઓના ઔષધ તથા પાકતરીકેના ઉપયોગ વગેરેની તમામ હકીકત આવી જાય છે. તેમનું કેવા પ્રમાણમાં ને કેવી રીતે મિશ્રણ કરવું તે પણ આપેલું છે. એકંદરે આ ગ્રંથ ગૃહવૈદ્યતરીકે ખાસ કરીને કામ લાગે તેવો છે, તેથી દરેક કુટુંબમાં તે રાખવા લાયક છે."

**ગુલશન**—માર્ચ ૧૯૧૫.

"આયુર્વેદિક ઔષધનો આ એક અતિ ઉપયોગી ગ્રંથ છે. આ પુસ્તક જ્યારે પ્રથમ બહાર પડયું, ત્યારે તેની કિંમત રૂ. દશ હતી; પણ આ સંસ્થાએ તેની લગભગ દશ ટકા જેટલીજ કિંમત કરી નાખી છે. તેના કદના પ્રમાણની કદર પ્રથમ દષ્ટિપાતેજ થાય તેવી છે અને અમારૂં માનવું છે કે, કોઇ પણ વૈદ્યે તેની અંદરની હકીકતથી અજાણ રહેવું ન જોઇએ."

**મૉડર્ન રીવ્યુ**—જુલાઇ ૧૯૧૪.

"આ પુસ્તકને સુધારીને ફરી છપાવવાની જરૂર હતી અને સુભાગ્યે એ કાર્ય સસ્તા સાહિત્યના હાથમાં આવ્યું તેથી અમો ઘણા ખુશી થયા છીએ." **વૈદ્યકલ્પતરુ**—નવે૦-ડીસેમ્બર ૧૯૧૪.

"ઉક્ત પુસ્તકના લેખક સુપ્રસિદ્ધ કુશળ વૈદ્યરાજ સ્વ૦ શ્રીયુત શંકર દાજી શાસ્ત્રી પદે હતા. તેઓ આયુર્વેદમાં અતિ નિપુણ અને મહાવિદ્વાન હતા. તેમણે મનુષ્યોને લાગુ પડતા તમામ રોગોની ચિકિત્સા અને તેની દેશી ઔષધિનો મોટો સંગ્રહ એકત્ર કરી જનહિતાર્થે પ્રસિદ્ધ કર્યો હતો તેની આ ત્રીજી આવૃત્તિ છે. ગામડામાં ઉંટવૈદુ કરી લોકોને કમોતે મારી નાખનાર વૈદ્યોએ તથા દરેક ગૃહસ્થાશ્રમીએ ઉક્ત ગ્રંથ અવશ્ય ખરીદવા જેવો છે." **બ્રહ્મભટ્ટમિત્ર**—જુલાઇ ૧૯૧૫.

"આ લોકપ્રિય પુસ્તકની પાંચમી આવૃત્તિ આ કાર્યાલય તરફથી હાલ પ્રસિદ્ધ થઈ છે. આર્યભિષક્નું પુસ્તક ગુજરાતી પ્રજામાં એટલું જાણીતું છે કે તેના સંબંધમાં જે લખીએ તે ઓછું છે. હાલ અસહકારનો યુગ ચાલતો હોઇ બહિષ્કારની વાતો થાય છે, તેમાં જો લાખો રૂપીઆની પરદેશી દવાઓ વપરાય છે તેને સ્થાને આપણી દેશી દવાઓ વપરાય તો ઘણોજ ફાયદો થાય તેમ છે. વનસ્પતિના ગુણદોષ, ઔષધોની બનાવટ, રોગોની ચિકિત્સા વગેરે તમામ વૈદ્યકને લગતા વિષયો આ પુસ્તકમાં સમાવ્યા છે."

**વિશ્વજયોતિ**—કાર્તિક ૧૯૭૯.

"આ પુસ્તકની પાંચમી આવૃત્તિ પણ અમોને ઉપરોક્ત સંસ્થા તરફથી ભેટ મળેલી છે. આર્યભિષક્ વિષે વધારે ઉહાપોહ ન કરતાં ટુંક મુદતમાંજ પાંચ આવૃત્તિમાં ૯૯૦૦ પ્રતોનો ઉઠાવ થઇ ગયો તેજ તેની ઉપયોગિતાનો પુરાવો છે."

**વૈદ્યકલ્પતરુ**

"હમણાં પાશ્ચાત્ય વૈદ્યકીય વિદ્યાએ એક વેળા આગળ વધેલા આપણા આયુર્વેદશાસ્ત્રને પછવાડે નાખ્યું છે એ ખરૂં; પરંતુ જો એ શાસ્ત્રને પુનર્જીવન આપી વિકસાવવામાં આવે તો આપણે પાશ્ચાત્ય ખર્ચાળ પદ્ધતિથી બચી જઇએ. આ ઉપયોગી ગ્રંથની લાંબા વખતથી માંગ બહુજ હતી એટલે એ કાર્યાલયે એ મોટી ખોટ પૂરી પાડી છે. એમાં દેશી વનસ્પતિઓના ગુણદોષ વર્ણવવામાં આવ્યા છે, રોગોનાં લક્ષણ અને ઉપચારો અપાયા છે. એટલે દરેક કુટુંબને સાધારણ સાધારણ બાબતમાં ડૉકટરની મદદ લેવાને બદલે આવા એકાદ પુસ્તકનો સહવાસ વધારે લાભદાયી થવા સંભવ છે."

**"હિંદુસ્થાન"** (દૈનિક) તા. ૭-૯-૧૯૨૨



# प्रकाशकनुं निवेदन

'આર્યભિષક્'ની પહેલી આવૃત્તિ (પ્રત ૧૦૦૦) સંવત ૧૯૫૦ માં ગ્રંથકારે પોતે છપાવી હતી. બીજી આવૃત્તિ (પ્રત ૧૦૦૦) તેમની પરવાનગીથી 'રામ કંપની-સુરત' દ્વારા નીકળી હતી. એ પછી આ સંસ્થા તરફથી ત્રીજી આવૃત્તિ (પ્રત ૨૩૦૦) સં. ૧૯૭૦ માં; ચોથી આવૃત્તિ (પ્રત ૨૩૦૦) ૧૯૭૨ માં; પાંચમી આવૃત્તિ (પ્રત ૩૩૦૦) ૧૯૭૮ માં અને છઠ્ઠી આવૃત્તિ (પ્રત ૩૩૦૦) ૧૯૮૨માં પ્રસિદ્ધ થઇ હતી. એ આવૃત્તિ બે વર્ષથી મળતી નહિ તેથી ખાસ જરૂર પડે તેમને તે બમણી કિંમતે પણ ક્યાંકથી લેવી પડતી. આવું છતાં આ સાતમી આવૃત્તિ સત્વર નહિ નીકળવાનું કારણ, એક ત્યાગી સાથેની વાતચીત અને તેમની તત્પરતાના પરિણામે એમાં પુષ્કળ સુધારો વધારો કરવાનું ઠર્યું હતું.

મૂળ મરાઠી ગ્રંથ પાછળથી કેટલાક સંશોધન સાથે છપાયો હતો. મુખ્યત્વે તેને અનુસરીને આ સાતમી આવૃત્તિમાં ઉપયોગી સુધારો વધારો એ સજ્જનના નિષ્કામ પરિશ્રમથી તથા આગલા સંશોધક શ્રી. પ્રાગજી ડોસજી કાનાબાર અને અન્ય એક કાર્યકર્તાના પરિશ્રમથી થયો છે. ઉપરાંત પરિશિષ્ટરૂપે પણ થોડા લેખ ઉમેરાયા છે અને તેથી એકંદરે આમાં ૧૧૨ પૃષ્ઠ વધ્યાં છે.

આ પછીનાં પૃષ્ઠોમાં આગલી આવૃત્તિઓનાં નિવેદન વગેરેનો સારાંશ આપ્યો છે તે ઉપરથી આ ગ્રંથની મૂળ યોજના તથા તેમાં આગલી ચોથી આવૃત્તિ વખતે થયેલા સુધારાવધારા વગેરેની માહિતી મળશે અને ગ્રંથની શરૂમાં આપેલા ગ્રંથકર્તાના ચરિત્ર ઉપરથી તેમના વિષે માહિતી મળશે.

ગ્રંથ છપાયા પછીનું જે જરૂરી શુદ્ધિપત્ર પ્રાગજીભાઇ તરફથી મળ્યું તે પણ આ ગ્રંથ સાથે આપ્યું છે. વિષય વૈદ્યકનો હોવાથી એ શુદ્ધિપત્ર મુજબ સુધારી લીધા પછીજ આ ગ્રંથ વાંચવો જોઇએ; નહિ તો કોઇ કોઇ ઠેકાણે ગેરસમજ થાય તેવું છે. છાપવામાં કોઇ કોઇ સ્થળે કાનો, માત્રા, રેફ, અનુસ્વાર, સ્વ, દીર્ઘ વગેરે ઉડી જવાથી 'દેશ'ને બદલે 'દશ' 'ઉત્પત્તિ' ને બદલે 'ઉત્પાત્ત' 'તેલ' ને બદલે 'તલ' વગેરે બની જાય તેવી અશુદ્ધિઓ પણ બની તેટલી શુદ્ધિપત્રમાં આપી છે. પરંતુ આવી અશુદ્ધિઓ સર્વ પ્રતોમાં એકસરખી હોતી નથી; માટે જરૂર જણાય ત્યાં વાંચનારે પોતાની કાળજીથી પણ સુધારી લેવું જોઇએ.

આ પુસ્તક બાંધવા આપ્યા પછી કોઇ અગત્યની બાબત નીકળી આવશે તો તે છૂટા પાનિયારૂપે અપાશે, જે દરેક વાંચનાર આ પુસ્તકમાં ચોઢી લે એવી ભલામણ છે.

**આ આવૃત્તિના ખાસ ઓછા મૂલ્યનું કારણ**—વહિવટી ખર્ચ સાથે આગલી આવૃત્તિના રૂ. ૪) હતા. કદ વધવાથી આ આવૃત્તિને અંગે પણ લગભગ એ આવૃત્તિ જેવોજ ખર્ચ હોવા છતાં વહિવટી ખર્ચ ઘણો ખરો બીજી રીતે નિવેડવાનું રાખી આ આવૃત્તિના રૂ. ત્રણ (મુંબઇમાં ૩।) રખાયા છે; તથા ચાલુ ૧૯૮૭ની આખર સુધી જે એથી અર્ધુંજ મૂલ્ય (અમદાવાદમાં ૧॥ અને મુંબઇમાં ૧॥।) રખાયું છે; તે ખોટો પણ ઇશ્વરેચ્છાથી બીજી રીતે નિવેડાશે.

આશા છે કે આ આવૃત્તિમાં જે અગત્યનો સુધારો વધારો થઇ આ ગ્રંથ વધારે ઉપયોગી થયો છે; તથા ઉપર મુજબ તરતને માટે માત્ર અર્ધું મૂલ્ય રખાયું છે તે તરફ ધ્યાન આપીને (જેમણે આગલી આવૃત્તિ લીધી હશે તેઓ પણ) આ આવૃત્તિ જરૂર લેશે. એ કિફાયતથી માત્ર એકેક પ્રતજ અપાશે. સર્વેશ્વરના સ્મરણપૂર્વક ॐ तत्सत्

બીજો અષાઢ-૧૯૮૭

ભિક્ષુ-અખંડાનંદ

# पहेली आवृत्तिनी सद्गत पदेजीनी प्रस्तावनानो सारांश

હિંદુસ્તાનમાં કોઇ પણ વિષયના ગ્રંથો પ્રાચીન વખતે એટલા થઈ ગયેલા છે કે હાલ તેના નામની ટીપ પણ અમે જાણવાને અશક્ત થઇ બેઠેલા છીએ. અંગ્રેજી રાજ્ય થઈ તેમની વિદ્યા રાજપ્રયત્નથી ઉન્નત થવા પામી; તેથી તો અમારા પૂર્વના કેટલાક ગ્રંથો તથા તેમાંની જુદી જુદી વિદ્યાઓ નાબુદ થઇ જાય છે. **कष्टं शिष्टक्षतिकृतिकलौ कार्यमृच्छन्ति विद्याः** આવું આ બાબત ઉદ્વેગજનક વાક્ય ઘણાક લોકના મોંમાંથી નીકળે છે એનું કારણ એજ છે. માટે જે અમારો સુશિક્ષિત વર્ગ છે; જેની બુદ્ધિ વિશાળ થઇ છે; જે ખ્યાતિને પામેલા છે અથવા ઈશ્વરે જેને અનુકૂળતા આપેલી છે; એવા સદ્‌ગૃહસ્થોએ આ ઉદ્વેગજનક બનાવનો નાશ થવા માટે પ્રયત્ન કરવાની ઘણી અગત્ય છે.

મારાં તન, મન અને ધન એની અલ્પ સહાય વડે જે પ્રયત્ન કેટલાંક વરસથી ચાલેલો છે; અને તેમાં મેં આર્ય વૈદ્યકનો ઉત્કર્ષ થવા માટે જે થોડું ઘણું કર્યું છે; તેમાં 'આર્યભિષક્' નામના માસિક પુસ્તક દ્વારા મરાઠી ભાષામાં વૈદ્યકના ગ્રંથો બહાર પાડવાનું એક મોટું કામ છે. મારા ગુજરાતી બંધુઓ માટે મારા વિદ્વાન ગુર્જરબંધુ અને હાલ શ્રીકાશીનિવાસી, સત્પુરુષ **હરિકૃષ્ણ ભગવાનલાલ વ્યાસે** ભાષાંતર કરી આપ્યાથી આ ગુજરાતીમાં બહાર પાડવાનું કામ હું કરી શક્યો; એમ જણાવતાં મને બહુ ખુશાલી ઉપજે છે.

આ પુસ્તક તૈયાર કરવા માટે મને કેટલી મહેનત પડી હશે તથા મારા મિત્રો કેટલી મહેનતમાં પડયા હશે; એનો વિચાર કરી મારા સ્વદેશબંધુઓ આ ગ્રંથનો આદર કરશે અને મારાથી આમાં જે ભૂલચૂકો થઇ ગઇ હશે તે સુધારવા માટે પ્રેમાળ મનથી મને સૂચના કરશે તથા મારૂં આ કામ નિર્દોષ બનાવશે; એવી હું ઘણી આશા રાખું છું.

હું જાત્યા મહારાષ્ટ્રનો હોવાથી ગુર્જર ભાષાતરીકે મારી ભૂલચૂકો થઈ હશે તે બાબત ક્ષમા કરીને મારી ઉપલી વિનતિને મારા વિદ્વાન બંધુઓ માન આપી મારા પ્રયત્નમાં સહાયભૂત થશે એવી હું વિનયપૂર્વક યાચના કરૂં છું.

આર્ય વૈદ્યકમાં વૈદ્યક બાબતનું સઘળી રીતે વિવેચન કરેલું છે; પણ તે બધા વિષયો વાચકની આગળ આ પુસ્તકમાં મૂકવા એ બનવા જેવું નથી; માટે તેમાંની કંઇએક બાબતો સંક્ષેપમાં મેં ગોઠવેલી છે. વનસ્પતિ-આ એક આર્ય વૈદ્યકમાં મોટી મહત્ત્વની બાબત છે અને તે માટે વનૌષધિ-ગુણાદર્શનું આ આર્યભિષક્‌ના પહેલા ભાગમાં બનતાં સુધી સવિસ્તર વિવેચન કરેલું છે; તેમજ રોગનાં નિદાન, લક્ષણ, ઉપચાર, પથ્યાપથ્ય વગેરે બાબતનું અનુક્રમવાર વિવેચન 'સુબોધ વૈદ્યક'માં કરેલું છે. રસાયન અને ખનીજ પદાર્થોની બાબતમાં રોગના ઉપચારસહિત અનુક્રમવાર વિવેચન 'રસવૈદ્ય' નામે સ્વતંત્ર પ્રકરણમાં આપેલું છે; તેમજ અનેક જાતના પાક, અવલેહ, મુરબ્બા, શિરકા વગેરે બાબતનું ખુલ્લું વિવેચન 'બૃહત્પાકસંગ્રહ' નામે જુદુંજ પ્રકરણ પાડીને તેમાં કરેલું છે. તેમજ 'ગોવૈદ્યક' 'પ્રાણીજ ઔષધિ' 'અશ્વરોગપરિજ્ઞાન' આ ત્રણ વિષયોનાં પણ જુદાં જુદાં પ્રકરણો છે.

તે સિવાય કઠિન શબ્દનું જ્ઞાન થવા માટે કોશ અને વૈદ્યકની પરિભાષા, આઠ જાતની નાડીપરીક્ષા વગેરેને લગતું સ્ફુટ વિવેચન કરી આ ગ્રંથ સંપૂર્ણ રીતે સુગમ થાય એવી ગોઠવણ કરેલી છે.

તે છતાં પણ એમાં કરવા જેવું ઘણુંજ છે એમ મને લાગે છે; પણ તે થવું એ કેવળ મારા દેશબંધુઓના આશ્રય ઉપર રહેલું છે. માટે તે આશ્રય જેમ જેમ મળી જશે, તેમ તેમ મારો આગળનો પ્રયત્ન સફળ થશે એમ કહી તેની રાહ જોઉં છું. (ઇ. સ. ૧૮૯૪—સંવત ૧૯૫૦)

## બીજી આવૃત્તિ છપાવનાર 'રામ કંપની-સુરત'ની પ્રસ્તાવનાનો સાર

પુસ્તકના વિષયોનું વર્ણન પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં આપેલું છે. તે ઉપરાંત મજકુર પુસ્તકમાં જુદી જુદી ભાષાઓમાં વનસ્પતિઓનાં નામ તથા મારી યથામતિ ગુર્જર ભાષામાં સુધારણા કરી છે; છતાં તેમાં દૃષ્ટિદોષ અથવા હસ્તદોષ આવેલો હોય તેની સુજ્ઞ વાચકવર્ગ ક્ષમા કરશે. આ પુસ્તક મારી સ્થિતિ ઉપર વિચાર કરી આ. મ. શંકર દાજી શાસ્ત્રી પદેએ મને દ્વિતીયાવૃત્તિ છપાવવા આપી ઉપકૃત કર્યો છે. તેથી તેઓના દેશોત્કર્ષી કાર્યમાં જગન્નિયંતા પ્રભુ યશ આપે એવી નમ્ર પ્રાર્થના કરી વાચકવર્ગની રજા લઉં છું. અસ્તુ ! (ઈ. સ. ૧૯૦૮—સંવત ૧૯૬૪)

# અગલો આવૃત્તિઓનાં પ્રકાશકનાં નિવેદનોનો સારાંશ

## ત્રીજી આવૃત્તિના નિવેદનમાંથી

આ ગ્રંથને મૂળ મરાઠીમાં રચી પ્રસિદ્ધ કરનાર સદ્દગત શાસ્ત્રી શંકર દાજી પદે એક વિખ્યાત, ઉત્સાહી તથા કુશળ વૈદ્ય અને દેશભક્ત હતા. આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કરાવનાર તેમજ પહેલી આવૃત્તિ છપાવી પ્રકટ કરનાર પણ તેઓજ હતા. તેમની માતૃભાષા ગુજરાતી ન હોવાથી આમાં ભાષા, શૈલી અને જોડણી જોઇએ તેવી સરળ, સ્પષ્ટ અને શુદ્ધ જણાશે નહિ; છતાં ગુર્જર વાચકો સમજી શકે નહિ એવી પણ તે નથી એટલુંજ નહિ પણ ગુજરાતી પ્રથમાવૃત્તિનું મૂલ્ય રૂ. ૧૦) હોવા છતાં પણ તે ખપી જઈ તેની બીજી આવૃત્તિ નીકળવી અને તે પછી આ ત્રીજી આવૃત્તિનો પ્રસંગ આવવો, એ વાત ગુર્જર વાચકવર્ગમાં આ પુસ્તક કેટલું ઉપયોગી અને આદરપાત્ર થયું છે એના પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે.

ઉપર જણાવેલી બીજી આવૃત્તિ ઇ. સ. ૧૯૦૮માં રામ કંપની–સુરત, તરફથી રૂ. ૫)માં નીકળી હતી; પરંતુ પછી તેના પ્રચારની વ્યવસ્થા આ સંસ્થાએ રૂ. ૧॥ કિંમત રખાવીને સ્વીકારી હતી.

આ પુસ્તક પ્રકટ કરવાની સંમતિ સદ્દગત વૈદ્યશાસ્ત્રી શંકર દાજીના બંધુ મુંબઇનિવાસી શ્રીયુત રામકૃષ્ણ દાજી જોશી પદે, એમણે પૂર્ણ નિષ્કામતાથી આપવા બદલ ગુર્જર વાચકવર્ગ તરફથી તેમનો અત્યંત આભાર માનવામાં આવે છે. શાસ્ત્રીજીનું હિંદીમાં પ્રકટ થયેલું ચરિત્ર આ પુસ્તકમાં આપવાનો સુયોગ આપીને, દારાગંજ–પ્રયાગ–નિવાસી શ્રીયુત જગન્નાથપ્રસાદ શુક્લે કરેલા ઉપકારનું પણ આ સ્થળે સ્મરણ કરવું જોઇએ.

વ્યાધિ થયા પછી ઉપાય કરવા કરતાં વ્યાધિ ન થાય એવું જ્ઞાન અને જાળવણીજ શ્રેષ્ઠ છે; તેમજ ખાવાની ઔષધિઓ કરતાં અન્ન, જળ, સ્થળ અને વાયુની યોગ્ય ફેરબદલી, ઉપવાસ, પવિત્રતા, સ્વચ્છતા, મૃત્તિકા, સૂર્યપ્રકાશ, રંગ, વ્યાયામ, સ્નેહન, સ્વેદન, વમન, બસ્તી, આનંદ, શાંતિ, સદ્દવિચાર, સત્સંગ, સદ્દગ્રંથ ઇત્યાદિ પથ્ય પ્રકારો અને પદાર્થોનું સેવન તેમજ કુપથ્ય આહારવિહારનો ત્યાગ; આ બાબતોનેજ અધિક સરળ, સ્વાભાવિક અને ઉપકારક સમજીને દરેક દરદીએ તેવા કુદરતી ઉપચારોનુંજ સેવન કરવું જોઇએ. વૈદ્યો તેમજ ડૉકટરોએ પણ એવી બાબતોનેજ ખરેખરી ઉપકારક સમજીને તેનો પૂર્ણ અભ્યાસ કરવો જોઇએ; અને તેવા ઉપચારોનો દરદીઓને લાભ આપી આ નવીન જેવા દેખાતા માર્ગમાં, શરૂઆતમાં લોકો ન સમજે તો ધૈર્ય રાખી કાંઈક ખમીને પણ ચલાવી લેવું જોઇએ. આમ કરવાથીજ પરિણામ ધીમે ધીમે તેમના પક્ષમાં વળતું જશે અને છેવટે અર્થપ્રાપ્તિ પણ એ ઉત્તમ રસ્તે અધિક થયા વિના રહેશે નહિ. દરદીઓએ પણ આ કુદરતી ઉપચારોનું મહત્ત્વ ધ્યાનમાં લઇને તેના અનુભવવાળા ઉપચારકોનીજ સલાહ અને આશ્રય લેવાં જોઇએ. એ ઉપચારો એવા તો સરળ અને સ્વાભાવિક હોય છે કે, જો તેને લગતાં પુસ્તકો અવલોકવાનું રાખ્યું હોય અને તેને અનુસરીને યથાસાધ્ય સામાન્ય જાળવણી પણ રાખી હોય તો વ્યાધિઓ થવાના ઘણાખરા સંભવો અર્ધે રસ્તેથીજ નષ્ટ થઈ જાય; તેમજ ઉપજી ચૂકેલા વ્યાધિઓ પણ એવા એકાદ બેજ સાદા પ્રકારોના સેવન વડે સહેલાઇથી નિવૃત્ત થઇ જાય.

ખરૂં જોતાં એવા કુદરતી ઉપચારોને લગતા પુસ્તકની, તેમજ વ્યાધિ થવાનો પ્રસંગજ ન આવે એવા આહારવિહારો અને રીતિરિવાજોનું જ્ઞાન આપનારા ગ્રંથોનીજ જનસમાજ માટે ઘણી આવશ્યકતા છે. યુરોપ–અમેરિકામાં તો એવા ગ્રંથો પુષ્કળ નીકળી ચૂકયા છે; તેમજ એવા ઉપચારકો પણ હવે જ્યાં ત્યાં મળી આવે છે. આપણા દેશમાં એવા ઉપચારકો તેમજ પુસ્તકો હજી નહિ જેવાંજ છે.

સર્વના પરમ સુહૃદ **"वैद्यो नारायणो हरिः"** ના પરમ કલ્યાણકારી શરણને સર્વ કોઇ ઇચ્છે, મેળવે અને આધિવ્યાધિ તથા ઉપાધિમાત્રથી સદાને માટે મુક્ત થાય; એ ભાવનાસહિત ॐ तत्सत्

ચૈત્રી પૂર્ણિમા—સંવત ૧૯૭૦, એપ્રિલ ૧૯૧૪ ભિક્ષુ–અખંડાનંદ

## ચોથી આવૃત્તિના નિવેદનમાંથી

**ત્રીજી આવૃત્તિના સમયથીજ** શ્રીયુત પ્રાગજી ડોસાજી કાનાબારની ઇચ્છા હતી કે, આ ગ્રંથને મૂળ મરાઠી ગ્રંથ સાથે મેળવીને તેમાં રહી ગયેલી બાબતો વધારી તથા ભૂલો સુધારીને, તેમજ મૂળ ગ્રંથની નવી આવૃત્તિઓમાં ગ્રંથકર્તાએ કરેલા સુધારાવધારા ઉમેરી લઇને તેને શોધિતવર્ધિત કરી આપવો. તેમના શ્રમથી ત્રીજી આવૃત્તિને એવો કેટલોક લાભ, ઉપચારોની વ્યાધિવાર ખતવણી તેમજ પારિભાષિક શબ્દાર્થનાં પરિશિષ્ટો ઇત્યાદિરૂપે મળ્યો પણ હતો. ચોથી આવૃત્તિ માટે આ કાર્ય તેઓ સારી રીતે બજાવી શકે તેટલા માટે તે સવેળાથીજ તેમને સોંપાયું હતું. પરિણામે તેમના દ્વારા આ આવૃત્તિમાં નીચલાં પ્રકરણોમાં નીચે પ્રમાણે સુધારોવધારો થયો છેઃ—

**વનૌષધિગુણાદર્શ:**—આ પ્રકરણની પૂરવણીરૂપે સદ્દગત પદેજીએ મરાઠીમાં પાછળથી પ્રસિદ્ધ કરેલા એક નવીન ભાગમાં ૨૯ ઔષધિઓનાં વર્ણનમાં કેટલોક ઉમેરો કરેલો, તે આમાં તે તે વનસ્પતિના પ્રકરણમાં જોડી લેવાયો છે. દાખલાતરીકે જુઓ અગર, ખસખસ, કપૂર ઇ૦. આ સિવાય તેમાં ત્રણ ઔષધિઓનું વર્ણન નવું ઉમેરાયેલું તે પણ આમાં યથાસ્થાને દાખલ થયું છે. મરાઠી ઉપરથી પહેલી આવૃત્તિ છપાવામાં વીસેક ઔષધિઓનું વર્ણન રહી ગયેલું અથવા પડયું મુકાયેલું, તે પણ આમાં દાખલ થયું છે. એમાંની કેટલીક ઔષધિઓ તો બહુ ઉપયોગી છે. જેમકે કરીઆતું, બોળ ઇ૦. વળી શરૂઆતની બંને આવૃત્તિઓમાં ઔષધિઓનાં તેમજ વ્યાધિઓનાં મુખ્ય નામ અનેક સ્થળે ગુજરાતીને બદલે મરાઠી રહી ગયેલાં, તે પણ આમાં ફેરવાઇને ઘણે ભાગે સાદાં ગુજરાતી નામ દાખલ થયાં છે. આમાં મુખ્ય આધાર સ્વ૦ પદેજીના નિઘંટનોજ લેવાયો છે. આ ફેરફારથી કોઇ કોઇ ઠેકાણે અકારાદિ ક્રમ પણ ફેરવાયલો જણાશે.

**સુબોધ વૈદ્યક:**—આમાં સ્વરભેદનો વિષય ન હતો, તે મૂળ મરાઠી ગ્રંથ પરથી ઉમેરાયો છે. વળી આ પ્રકરણમાં કેટલેક સ્થળે એકજ વિષયની પેટાબાબતો જુદી બાબતોતરીકે આપેલી તે આમાં યથાસ્થાને ગોઠવવામાં આવી છે. આ કારણથી આમાં વ્યાધિઓના નંબર આગલી આવૃત્તિ કરતાં થોડાક ઘટેલા જણાશે; પરંતુ હકીકતમાં તો ઉલટો વધારો અને સુધારોજ થયો છે.

"વનૌષધિગુણાદર્શ"માં ઔષધિઓને જુદા જુદા વ્યાધિઓ પર વાપરવાના દર્શાવેલા પ્રયોગોની વ્યાધિવાર ખતવણી ગઇ આવૃત્તિમાં શ્રીયુત કાનાબારને હસ્તે પરિશિષ્ટરૂપે ઉમેરાયલી, તે આમાં પાઠકોની વિશેષ સુગમતા અર્થે **સુબોધ** વૈદ્યકમાં આવેલા તે તે વ્યાધિઓના પ્રકરણમાં "વિશેષ ઉપચાર" એવા મથાળા નીચે જોડી દેવાઈ છે.

**બૃહત્પાક સંગ્રહ:**—મૂળ ગ્રંથના "સુબોધ વૈદ્યક" ભાગમાં પાછળથી પરિશિષ્ટરૂપે કેટલાક પાકો વગેરેની બનાવટો ઉમેરાયલી તે આ આવૃત્તિમાં ઉમેરી લેવાઇ છે.

**ઔષધિક્રિયા:**—આ નામનો આ ગ્રંથનો એક ભાગ ગ્રંથકર્તાએ પાછળથી મરાઠીમાં પ્રસિદ્ધ કરી તેમાં કેટલાંક રસાયન, ચૂર્ણ, ગુટિ ઇત્યાદિ પ્રયોગોનો સમાવેશ કર્યો હતો; તે ભાગ અનુવાદરૂપે આમાં નવીન ઉમેરાયો છે; અને તેથી આ ગ્રંથ સાતને બદલે આઠ ભાગનો બન્યો છે. મૂળ મરાઠી ગ્રંથના રસવૈદ્ય પ્રકરણમાં પરિશિષ્ટરૂપે યંત્રવિચાર તેમજ કેટલાંક રસાયન વગેરે ઉમેરાયલાં, તેનો પણ આ ઔષધક્રિયાના પ્રકરણમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

**વૈદ્યકની પરિભાષા:**—આ નામનું જે પ્રકરણ આ ગ્રંથ શરૂ થવા પૂર્વે યોજાયલું છે, તેમાં "ઔષધિઓના ગુણદોષદર્શક શબ્દો વિષે સમજૂત" વાળી બાબત નવી ઉમેરાઇ છે. વળી 'પારિભાષિક શબ્દાર્થ'વાળો વિષય પણ આમાં "ઔષધિઓના સમૂહનાં નામ" એવા વધારે બંધબેસતા નામ સાથે આ **વૈદ્યક પરિભાષા**ના પેટામાં અપાયો છે.

આગલી આવૃત્તિઓમાં ઔષધિયુક્તાયુક્તવિચાર, કઠિન શબ્દનો કોષ, ઔષધિપ્રતિનિધિ ઇત્યાદિ પ્રકીર્ણ વિષયો જુદે જુદે સ્થળે આવેલા તે, તેમજ એવા જે જે વિષયો આ આવૃત્તિમાં ઉમેરાયલા છે તે સર્વ પણ પાઠકવર્ગની સુગમતા માટે આ આવૃત્તિમાંના આ **વૈદ્યક પરિભાષા**વાળા પ્રકરણના પેટામાં એકત્ર કરવામાં આવ્યા છે. એ વિષયો આ પ્રમાણે છે:—૧-ઔષધિયુક્તાયુક્તવિચાર. ૨-ઔષધિ લાવવાનો પ્રકાર. ૩-સ્વરસાદિ પાંચ પ્રકારના કાઢા. ૪-કાઢાનો પ્રકાર. ૫-ચૂર્ણ.

૬–વટિકા (ગોળીઓ). ૭–ઉકાળો (ફાંટ) કરવાનો પ્રકાર. ૮–હિમ કરવાનો પ્રકાર. ૯–કલ્કનો પ્રકાર. ૧૦–ઔષધસેવનકાળ. ૧૧–સર્વસાધારણ અનુપાનો. ૧૨–વનૌષધિગુણાદર્શમાં આપેલાં નામો વિષે ખુલાસો. ૧૩–ઔષધિપ્રતિનિધિ. ૧૪–ઔષધિઓના ગુણદોષદર્શક શબ્દો વિષે સમજૂત. ૧૫–ઔષધિઓના સમૂહનાં નામો. ૧૬–કઠિન શબ્દોનો કોશ.

**પરીક્ષા પ્રકરણ:**—આ પ્રકરણ ઉપલા વિષય પછી તરતમાં આવે છે. આ પ્રકરણમાં આવતા "નાડીપરીક્ષા"વાળા વિષયની છેવટે "નાડીપરીક્ષાનું મહત્ત્વ" એ નામના એક ઉપયોગી નિબંધનું ભાષાંતર ઉમેરાયલું જણાશે. આ મૂળ (મરાઠી) નિબંધ મુંબઇની વૈદ્યસભાએ ઇનામ માટે પસંદ કરેલો હોઇને સદ્‌ગત પદેજીએ પ્રસિદ્ધ કર્યો હતો.

આ પ્રમાણે આ ગ્રંથમાં જે કાંઇ વધારો થયો છે, તે મૂળ ગ્રંથકાર તરફથી છપાયલાં પરિશિષ્ટ વગેરે ઉપરથી અને તેમાંના વિષયો આ ગ્રંથના અંગના હોવાથીજ થયેલો જણાશે.

ઉપલી બાબતો ઉપરાંત આ ગ્રંથમાં ઔષધિઓના પ્રકાર, પરીક્ષા તથા ઉપયોગની બાબતમાં તેમજ વ્યાધિઓનાં નિદાન તથા ઉપચાર ઈત્યાદિ બાબતમાં રા. કાનાબારને જ્યાં જ્યાં સ્પષ્ટતા, ખુલાસો, ઉમેરો કે સૂચના કરવાનું ઘટિત જણાયું; ત્યાં ત્યાં તેમણે હસ્તલિખિત જૈન યતિઓના તેમજ બીજા જૂના ગ્રંથોના આધારથી તથા પ્રસિદ્ધ આર્ય, યુનાની અને અંગ્રેજી વૈદ્યક ગ્રંથોના આધારથી અને જાતિઅનુભવ ઉપરથી તે તે મુજબ કર્યું છે. એવા ઉમેરા ગ્રંથથી જુદા જણાઇ આવે તેટલા માટે તે ટિપ્પણરૂપેજ અપાયા છે. આ ગ્રંથમાંનાં આવાં સર્વ ટિપ્પણ ઉક્ત ગૃહસ્થ તરફનાંજ હોવાને લીધે તે પ્રત્યેકની નીચે તેમનું નામ આપવા જરૂર જોઇ નથી. આવાં સેંકડો ટિપ્પણોને લીધે પણ આ આવૃત્તિમાં અનેક ઉપચારો તેમજ બીજી ઉપયોગી માહિતીનો વધારો થયો છે.

સદ્‌ગત પદેજી તરફની આ ગ્રંથની બે આવૃત્તિઓ પછી આ સંસ્થા દ્વારા નીકળેલી ત્રીજી તથા આ ચોથી આવૃત્તિમાં થઇને આ પ્રમાણે આ ગ્રંથની હકીકતમાં લગભગ ૫૦ ટકા વધારો થયો છે.

આ પ્રમાણે સુધારાવધારા કરીને આ ગ્રંથને વિશેષ ઉપયોગી બનાવવા પાછળ જે શ્રમ શ્રીયુત પ્રા૦ ડૉ૦ કાનાબારે લીધો છે, તે બદલ તેઓને સપ્રેમ ધન્યવાદ આપવામાં આવે છે. પોતા તરફના શોધનવર્ધનની હકીકત લખી મોકલતાં છેવટે તેઓ જણાવે છે કે:–"આમ એકંદર રીતે અમારા હાથથી થવા પામેલા કામ પૈકી કેટલુંક તો વાચકવર્ગને તુરતજ નજરે આવી શકે તેવું છે; પરંતુ ખાસ જરૂરજોગી ભૂલો તો ( રૂ. ૧૦ વાળી ) પહેલી આવૃત્તિ × × × × સાથે મેળવી જોવાથી અમારી મહેનતનું અનુમાન બાંધી શકાશે. તોપણ અમે ખરા અંતઃકરણથી કહીએ છીએ કે, હજી પણ અમારાથી કેટલોક જોઇતો સુધારો બની શક્યો નથી અથવા અમારાથી અમારી સમજભેદથીજ નવીન ભૂલ થવા પામી છે એમ દેખાશે; પરંતુ **નમઃ પતન્ત્યાત્મસમં પતત્રિણ:**—આકાશનો પાર નથી, પણ પક્ષીઓ પોતાની શક્તિ પ્રમાણેજ ઉડે છે; એ ન્યાયથી અમે અમારાથી બની તેટલી સેવા બજાવી છે અને વિશેષ જેમની ઇચ્છા હોય તેમને અમારો પ્રતિબંધ નથી પણ ખાસ આગ્રહ છે. અમે એના માટે આભાર માનીશું."

ઉપર્યુક્ત શોધનવર્ધન કરવામાં શ્રીયુત કાનાબારને મરાઠી જેવી પરભાષાના મૂળ ગ્રંથ ઉપર મુખ્ય આધાર રાખવાનો હોવાથી તેમજ "બાર ગાઉએ બોલી બદલાય" એ કહેવત પ્રમાણે આ તરફ પ્રચલિત ન હોય એવાં ઉત્તર ગુજરાત તરફનાં કેટલાંક નામો તથા શબ્દો તેમના લખાણમાં આવે, એ સ્વાભાવિકજ છે; જેથી એમાં ઠીકઠાક કરવાનું, તેમજ તેઓ તરફથી થઈ આવેલા સુધારાવધારામાંથી લેવા યોગ્ય અંશનો નિર્ણય કરવાનું, તેમજ વાક્યરચના ન સમજાય તેવી હોય ત્યાં તેને સુધારી લેવાનું કાર્ય (છાપવા આપવા અગાઉ) આ લખનારને કરવાનું હતું. સંસ્થાની બીજી રોકાણો તેમજ શરીર પર આવી પડેલા એક અકસ્માતની પીડાને લીધે એ કાર્ય તેનાથી પૂરેપુરૂં નહિ બની શકવાથી બાકીનું કાર્ય છેવટનાં પ્રૂફ જોવા સમયે સંસ્થાના વ્યવસ્થાપકને બજાવવું પડયું હતું; અને એમાં પણ જે કાંઇ ભૂલચૂક રહી જાય અથવા નવી થઇ જાય, પ્રૂફરીડર અથવા પ્રેસનો દોષ આવી જાય, તેમજ કોઇ શબ્દ ન સમજાય તેવા હોય, તે સર્વનો સુધારો શુદ્ધિપત્રરૂપે તૈયાર કરવાનું છેવટનું કાર્ય પાછું શ્રીયુત કાનાબારને સોંપાયું હતું. આ

પ્રમાણે સંશોધક, વ્યવસ્થાપક તેમજ સંપાદક ઉપર આવેલાં કાર્ય તેમણે યથાવકાશ અને યથાશક્તિ—શક્તિ બજાવવા યત્ન કર્યો છે; છતાં એમાંના કોઇનો પણ દાવો નથી કે, આ આવૃત્તિમાં કશી ભૂલચૂક કે ન્યૂનતા નથીજ રહી. મૂળ મરાઠી આર્યભિષક્‌ના કર્તા શ્રીયુત શંકર દાજી પદેએ પોતાની હયાતીમાં છપાવીને બે વાર પ્રસિદ્ધ કરેલું આ ભાષાન્તર ભાષા તેમજ શબ્દોની બાબતમાં સ્થળે સ્થળે મરાઠીની છાયાવાળું અને સરળતાથી નહિ સમજાય તેવું હોવાથી પૂરેપુરી શુદ્ધિ તો કોઇ પાકા અનુભવીને હાથે નવીન ભાષાન્તર થાય ત્યારેજ આવી શકે તેમ છે.

આશા છે કે, ગ્રંથમાં હજીએ જે કાંઈ સુધારવા યોગ્ય દોષો ઇ૦ જણાય, તે સુધારી મોકલીને સુજ્ઞ અનુભવી જનો ભાવી આવૃત્તિને અધિક ઉત્તમ બનાવવાનો યોગ આપશે.

શ્રાવણી પૂર્ણિમા–સં ૧૯૭૨ ભિક્ષુ–અખંડાનંદ

## પાંચમી આવૃત્તિને લગતા બે બોલમાંથી

આર્યભિષક્‌ની સં. ૧૯૭૨ માં બહાર પડેલી ચોથી આવૃત્તિ ખલાસ થતાં તેની પ્રતો (કોઈ કોઈ વેપારીએ સંઘરી રાખેલી તે) બેને બદલે સોળ સુધીની કિંમતે વેચાઈ હતી અને કેટલાકોને તો તે મૂલ્યે પણ મળી ન હતી.

શ્રીયુત પ્રાગજી ડોસજી કાનાબાર તરફથી આગલી આવૃત્તિ વખતે થયેલા શોધનવર્ધન ઉપરાંત આ આવૃત્તિમાં પણ પુષ્કળ પૃષ્ઠોમાં તેમને હાથે–છેવટે એકાદ શબ્દને સુધારવાજોગું પણ કાંઇ ને કાંઇ ઉચિત સંશોધન થયું છેજ. વળી આ આવૃત્તિમાં આ પછીનાં પૃષ્ઠોમાં શ્રીયુત પદેજીએ તૈયાર કરેલી સંસ્કૃત વૈદ્યક ગ્રંથોની નામાવલી ઉમેરાઇ છે; અનેક સ્થળે ટિપ્પણરૂપે અનુભૂત ઉપાયો ઉમેરાયા છે; વ્યાધિઓનાં પ્રકરણોમાં તે અનુભૂત ઉપાયોની તથા "ગોવૈદ્યક" અને "પ્રાણીજ ઔષધ"માં આવતા ઉપાયોની ખતવણી× ઉમેરાઈ છે તથા પુસ્તકની છેવટના ભાગમાં શુદ્ધિપત્ર અપાયું છે; તે સર્વ એમનેજ હાથે થયેલું હોઇને અત્ર તરફથી તો તેમાં યથાશક્તિ ઠીકઠાક થએલું એજ.

આ પછીનાં પૃષ્ઠોમાં અપાયલી શ્રીમાન પદેજીકૃત "સંસ્કૃત વૈદ્યક ગ્રંથોની નામાવલી" માત્ર પ્રાથમિક હોવા છતાં પણ તેમાં જે સાતસો ઉપરાંત નામો અપાયાં છે; તે જોતાં પ્રાપ્ત, અપ્રાપ્ત અને લુપ્ત થયેલા ગ્રંથો મળીને આર્યોનો વૈદ્યક ગ્રંથસમૂહ હજારોનો હશે, એમ નિઃશંકપણે સમજાય છે. હવે જ્યારે એક વિષયનોજ ગ્રંથસંગ્રહ આટલો મોટો હોય, ત્યારે વ્યવહાર તથા પરમાર્થના પ્રત્યેક વિષયમાં ઠેઠ તળિયાસુધી ફરી વળેલી પ્રાચીન આર્યોની જ્ઞાનદૃષ્ટિ તથા અનુભવદૃષ્ટિ તરફ જોતાં આર્યાવર્તની એકંદરે પ્રાચીન ગ્રંથસંપત્તિ લાખોની સંખ્યામાં હોય એમાં આશ્ચર્ય નથી. ભારતવાસીઓ પોતાના મહાન પૂર્વજોની આવી અનેકવિધ જાહોજલાલી અને સત્સંપત્તિની શોધ, અધ્યયન તથા અનુસરણ કરવા તરફ વળશે; ત્યારે આર્યાવર્તની સુદશાનો સૂર્ય પૂર્ણપણે પ્રકાશી ઉઠી તેના આગળ તેમનો પશ્ચિમનો ભૌતિક ભપકો ક્ષુદ્ર તારકવત્ અને ભ્રામક લાગ્યા વિના રહેશે નહિ. સર્વ કોઇ એવા સત્ય ઉન્નતિના સૂર્યને સર્વત્ર ઉદિત થયેલો જોવા ઝંખો, મથો અને સફળ થાઓ, એ ભાવપૂર્વક ૐ તત્સત સંવત ૧૯૭૮ બળેવ. ભિક્ષુ–અખંડાનંદ

---

× "રસવૈદ્ય" ના પ્રકરણમાં આવતા ઉપાયોની ખતવણી તેમણે એટલા માટે નથી કરી કે, તે વિષય રસાયણને લગતો હોઇને દરેકે તેમાં ઉતરવા જેવું નથી. રસાયણની બનાવટોને માટે તો બનાવવાવાળો પણ અનુભવી વૈદ્ય જોઇએ; તેમ પ્રકૃતિ, દોષ, દેશકાળ ઇ૦ નો વિચાર કરીને અનુપાન તથા માત્રા વગેરેનો યોજનાર પણ કુશળ વૈદ્યજ જોઇએ. "જે ખાય રસાણુ તે જાય મસાણુ" એ કહેવત તો ઉંટવૈદુ કરનારાઓનાજ પ્રતાપે ચાલેલી છે; છતાં આટલું તો ખરૂંજ કે પરેજી, સ્નેહન, સ્વેદન, લંઘન વગેરે જે બહુજ ફાયદો કરનારા–છતાં સાવ સાદા અને કુદરતી ઉપાયો કહેલા છે; તે ઉપાયોથી પૂરો આરામ ન થાય તોજ કાષ્ટ ઔષધિના ઉપાય કરવા; અને તે ઉપાયોથી પણ ફાયદો ન થાય તોજ પછી અનુભવીને હાથે શોધન–મારણાદિ સંસ્કાર પામેલી પરિપક્વ રસાયણી બનાવટો, ભસ્મો કે ઝેરી વસ્તુઓનો ઉપયોગ માત્રા, અનુપાન, પથ્ય તથા પરેજીના ઉચિત સેવનપૂર્વક કરવો જોઇએ. આપણા પ્રાચીન અને મહાઅનુભવી ભિષગાચાર્યોએ ખાસ ભાર દઇને આ વાત કહેલી છે.

૧૫૯૬૪

# શુદ્ધિપત્ર

(તૈયાર કરી મોકલનાર શ્રીયુત પ્રાગજી ડોસજી કાનાબાર મુ. હારીજ–ઉત્તર ગુજરાત)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૦ | ૩૮ | કેટલી | કેટલીક |
| ૪૧ | ૨૪ | સર | રસ |
| ૪૨ | ૩૩ | મધ | મદ્ય |
| ૪૪ | ૪૦ | શીતળ | શીતળ, |
| ૪૫ | ૫ | શુકને | શુક્રને |
| ૪૬ | ૮ | તલસાર | તલસરા |
| ૪૬ | ૧૮ | ચતુજાત | ચાતુર્જાત |
| ૪૭ | ૧૨ | કુંપળો. | કુંપળો. પંચવલ્કલવાળાં ઝાડોનાં પાંદડાંને પણ પંચપલ્લવ કહે છે. |
| ૪૮ | ૧૨ વિ૦ | ટંકણખાર. | ટંકણખાર. એની સાથે કોઈપણ ધાતુની ભસ્મ મેળવી સંપુટમાં આંચ આપવાથી તે કાચી હોય તો તે મૂળ રૂપમાં આવે છે. |
| ૪૯ | ૨ | ૨૬ ઉગ્રગંધ | ઉગ્રગંધ |
| ૪૯ | ૩ | ૨૭ અપાવો | આપવો |
| ૫૦ | ૧ | ૨૯ ગલ | ગાલ |
| ૫૪ | ૨૧ | સાવા | સવા |
| ૬૭ | ૧૯ | શ્રાદ્ધા | શ્રાદ્ધ |
| ૭૨ | ૨૮ | નાશ કરે છે. | નાશ |
| ૭૩ | ૨૪ | સોમનાથની | સોમનાથી |
| ૭૬ | ૧૮ | (ગોઠવણના) | (ગોઠણના) |
| ૭૭ | ૩૬ | અને | એને |
| ૭૯ | ૨૮ | મસાપર્યંત | માસાપર્યંત |
| ૮૧ | ૩૭ | તુલુસીને | તુલસીને |
| ૯૪ | ૧૧ | ભુરૂં ) | (ભુરૂં) |
| ૯૫ | ૨૨ | અને માથા ઉપર | તેમજ તે માથા ઉપર અને |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૭ | ૨૦ | ઘઉંની | ઘઉંની પણ |
| ૯૮ | ૩૦ | શરીના | શરીરના |
| ૯૯ | ૬ | ઘુંટણ | વાયુનો સોજો અને ઘુંટણ |
| ૯૯ | ૧૧ | ગુડધ્રી | ગુડધ્રી (ઢીંચણના સોજા) |
| ૧૦૩ | ૨૫ | ગળ | ગાળી |
| ૧૦૪ | ૩૮ | મને | મને (આ ટીપણી લખનાર પ્રા૦ ડો૦ કાનાબારને) |
| ૧૦૭ | ૨ | આસ્કંદનું | આસુંદનું |
| ૧૧૪ | ૯ | રતનરોગ | સ્તનરોગ |
| ૧૧૬ | ૪ | મૂળ વ્યાધિનું | મૂળવ્યાધિનું |
| ૧૧૭ | ૪ | મરી | મરી, |
| ૧૧૭ | ૨૦ | તેથી તથા | તથા તેથી |
| ૧૨૨ | ૧૫ | બાજ | ખાજ |
| ૧૨૯ | ૧૯ | યેડ | ઇંયેળ |
| ૧૩૧ | ૩ | બાળેકોને | બાળકોને |
| ૧૩૬ | ૪૧ | पक्कफल | पक्वफल |
| ૧૪૧ | ૧૧–૧૨ | કલાપખંજ | કલાયખંજ |
| ૧૪૨ | ૨૫ | ઓછા | ઓછામાં |
| ૧૪૩ | ૭ | તેલ | તેલ× |
| ૧૪૪ | મા પાનની ટીકા ૧૪૩ મા પાનમાં છેલ્લે વાંચવી. | | |
| ૧૪૬ | ૨૨ | અ૦ | અ૦ સુમુલ, હિમારદકલી. |
| ૧૪૬ | ૩૨ | પીળી, | પીળી અને |
| ૧૫૦ | ૪૨ | માનેલ છે. | માનેલ છે, એ તેમની ભૂલ છે. |
| ૧૫૧ | ૨૬ | ગ્રહિણી | ગ્રાહિણી |
| ૧૫૧ | ૩૦ | (બદ્ધ) | (વાયુનો સોજો) |
| ૧૫૨ | ૨૯ | થાય | થાય (પગ ફાટે) |

પૃષ્ઠ ૧૫૩ માંની ટીપણી છેકી નીચે પ્રમાણે લખવીઃ—

શ્રીમાન્ પદેજીએ પોતાના બૃહન્નિઘંટમાં નં. ૪૯ ની ટીપણીમાં લખેલું છે કેઃ—"કાનફોડીનાં ફળ ફુગના જેવાં થાય છે. એ બાળકો કપાળમાં મારે છે એટલે ફટ અવાજ થાય છે. ભીંત પર ચિત્રકાર વેલ કાઢે છે તે પ્રમાણે કાનફોડીનાં પાન કાત્રાદાર અને ત્રણ ત્રણ સાથે હોય છે." આ તરફ જોતાં ઉપરોક્ત વર્ણન કાનફોડીનું નથી પરંતુ તલવણ જેને સં૦ અજગંધા કહે છે તેનું છે. કાનફોડીનાં પાન ત્રણ ઇંચ મોટાં અને બીજ કાળા રંગનાં અડદ જેવડાં હોય છે. જ્યારે

આ તલવણનાં બીજ રાઇ જેવડાં હોય છે. કોઈ એને કુકરભાંગરો, કોઇ તિલવણ, હાડિયા કરસણ અને તનમની વગેરે નામથી ઓળખે છે. હિં૦ માં હુરહુર, હુલહુલ; લા૦ જિને ડ્રૅાટસીસ પેંટાફિલા કહે છે. એને પાંચ પાંદડાંનો ઝૂમખો ને પીળા રંગનાં ફૂલોનો ઝૂમખો થાય છે. એ બુટી ચોમાસા-માં ઘણી થાય છે. એનાં પાંદડાં પંઝા જેવાં આવે છે અને તે ઉંચાઇમાં ઘણું કરીને જમીનથી એક હાથના આશરે વધે છે. એને મગની ફળીઓ જેવી પણ જરા લાંબી શિંગો આવે છે. વાસ મછલાંદી આવે છે. અને તે ઉકરડાની કે બીજી ખાતરવાળી જગ્યામાં થાય છે. કોઇ કોઇ વખતે તો તે પડેલાં મકાનો, કબરસ્તાન અને ખેતરોની આજુબાજુમાં પણ જણાય છે. એને હિંદીઓ અને મારવાડીઓ "કાંગલાના ખેત" કહે છે. એટલે આ વનસ્પતિના વર્ણનમાં આપેલ **કાનફોડી** સં૦ કર્ણસ્ફેટા, મ૦ કાનફોડા કપાળફોડી વગેરે નામો આ વનસ્પતિનાં નથી. આ ભૂલ મૂળ મરાઠી **વનૌષધિ ગુણાદર્શ** ભાગ ૪થા ના પૃષ્ઠ ૧ લીટી ૧૩ માં (કાનફોડી) (સં૦ કર્ણસ્ફેટા) છપાવાથી થવા પામી છે. એનાં ખરાં નામો તો આ પ્રમાણે છે:—

**તલવણ** (હાડીયા કરસણ) સં૦ અજગંધા. મ૦ તિલવણ, પાંઢરી તિલવણ. હિં૦ તિલવન, હુરહુર, હુલહુલ, કાંગલાંના ખેત. ક૦ બિલિયગિડુ, માબજ્ગિ, નાબજ્ગિ, કિરિકાળા, તિલોણિગિડુ. તૈ૦ વામિંટા, અજગંધિ. તા૦ વાળે. મલા૦ કારવેળા, પાવક્કા. ગોમં૦ કિરકાળી. લા૦ જિનેડ્રૅાપ્સિસ્ પેંટાફિલા. એની બે જાતો રાજનિઘંટકારે જણાવી છે. એ ફૂલના જુદા જુદા રંગ પરથી ઓળખાય છે. એકનાં ફૂલ સફેદ અને બીજીનાં પીળાં હોય છે.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૧ | ૪૦ | અહીં | એક સાધુએ મને |
| ૧૬૧ | ૪૧ | કાંટારીસરીઓ | કાંટાસરીઓ |
| ૧૬૩ | ૧૬ | ખાય જાય | ખાય |
| ૧૬૬ | ૪૦ | છે. | છે. એમાં કુબો અને કુબી એવી બે જાત છે. |
| ૧૬૭ | ૭ | પવાડ | પવાડ, |
| ૧૭૦ | ૩ | મજબૂત હોય છે. કેતકીનાં પાંદડાં પલાળી રાખી તેનાં દોરડાં વણે છે, તે મજબૂત હોય છે. | મજબૂત હોય છે. |
| ૧૭૦ | ૩૮ | કાથની | કાથાની |
| ૧૭૧ | ૪૨ | પ્રતિનિધ | પ્રતિનિધિ |
| ૧૭૯ | ૨૧ | ધાપ્યા ચા | ધાપ્યાચા |
| ૧૮૪ | ૯ | સં૦ ખસ્ખ | સં૦ |
| ૧૮૪ | ૧૫ | આવે છે. | આવે છે |
| ૧૮૪ | ૧૫ | પોસ્ત | પોસ્ત, |
| ૧૮૪ | ૨૬ | મદ્યાંક | મદ્યાર્ક |
| ૧૮૯ | ૨૦ | (ઝીણી | (શીતળાના ભેદની ઝીણી |
| ૧૯૬ | ૩૫ | દરદ નાશનો | દરદનો નાશ |
| ૧૯૭ | ૩૦ | આવળીનાં | આવળનાં |
| ૧૯૯ | ૩૧ | નખી | નાખી |
| ૨૦૭ | ૧૪ | કણ, ગુગળ | કણગુગળ |
| ૨૦૭ | ૨૫ | રેણુકબીજ | રેણુકબીજ(નગોડનાં બીજ) |
| ૨૧૬ | ૩૧ | (ગિલોડી–ટિંડોરાં) | (ગિલોડી) |
| ૨૨૮ | ૩ | જાળજાંબવો | જળજાંબવો |
| ૨૪૪ | ૧૩ | ગાંઠી તગરનાં | ગાંઠીતગર (તગર ગંઠોડા)નાં |
| ૨૪૪ | ૨૧ | મૂતબાધાનો | ભૂતબાધાનો |
| ૨૫૬ | ૧૧ | ગોળ હોય છે. | ગોળ હોય છે. (માત્ર કાંટા અને પાંદડાં ચાર હાંસોમાં હોવાથી એ નામ આપે છે.) |
| ૨૫૭ | ૭ | ગરમી | શરદી |
| ૨૫૮ | ૩૬ | બાંધણ | બંધારણ |
| ૨૬૩ | ૨૬ | ચીત્રામૂળ | કંકાળમૂળ (નાની ઈંદ્રામણનાં મૂળ) |
| ૨૬૫ | ૨૫ | ધસાસાનું | ધમાસાનું |
| ૨૭૯ | ૧૯ | પણી | પાણી |
| ૨૭૯ | ૩૯ | કોપરામાં | કોપરાના |
| ૨૮૦ | ૨૩ | જવા | જીવ |
| ૨૮૬ | ૨૮–૨૯ | અહીં આપેલાં પાટલીનાં બાકીનાં નામો તેનાં નહિ પણ ધોળી ફળીનાં હોવાથી તે અહીંથી છેકી નાખવાં. | |
| ૨૯૩ | ૩૨ | લોદાર | લોદર |
| ૨૯૭ | ૩૭ | ચમચારભ | ચમચાભર |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૭ | ૩૮ | એક શેર | એક |
| ૩૦૩ | ૭ | બલા. | બલા. કાકી૦ લાડુડી, મામાસુખડી. |
| ૩૧૪ | ૨૭ | કાક ચાસણી | કડક ચાસણી |
| ૩૧૮ | ૪૧ | ચીજોની ગોળી | ચીજોની |
| ૩૧૮ | ૪૧ | ગોળી | ગોળી ૧૪ |
| ૩૨૪ | ૪૦ | કોઈપણ કારણથી | હરસના રોગમાં |
| ૩૨૭ | ૩૩ | પરંતુ | પરંતુ સુગંધ એનાથી જુદી છે અને |
| ૩૩૮ | ૪ | ફલકટા. એનો વેલો હોય છે. | ફલકટા. |
| ૩૩૮ | ૫ | એનાં | મેંઢાશિંગીનો વેલો હોય છે. એનાં |
| ૩૩૮ | ૧૦ | (સં૦ મેષશૃંગી | સં૦ મેષશૃંગી |
| ૩૪૦ | ૧૯ | અને અને | અને |
| ૩૫૧ | ૨૧ | ગ્રહબાહા | ગ્રહબાધા |
| ૩૫૭ | ૧૨ | સમાન | સમાન ખેરસાર કે |
| ૩૬૦ | ૩૪ | નથી. સામાં | નથી. |
| ૩૬૦ | ૪૧ | चनाके | चनेके |
| ૩૬૫ | ૭ | નવેલા અને પેશ | નવેલા (નખનું પાકવું) અને પેરા (આંગળીના વેઢાનું પાકવું.) |
| ૩૭૦ | ૪૩ | નાખી | નાખી થોડી માત્રામાં લોદર |
| ૩૭૨ | ૭ | ઊગતનાં | ઉગતાં |
| ૩૭૯ | ૨૦ | વાળોળ | વાલોળ |
| ૩૭૯ | ૨૫ | વાલોળ | વાલોળ આના |
| ૩૮૦ | ૩૦ | દર્દનીનાશક | દર્દનાશક |
| ૩૮૦ | ૪૧ | ઝાડના | ઝાડાના |
| ૩૮૧ | ૧૨ | તેમાં તેમાં | તેમાં |
| ૪૦૪ | ૧૭ | શરીરીમાંના | શરીરમાંના |
| ૪૦૫ | ૨૩ | ફલ | ફૂલ |
| ૪૨૦ | ૩૭ | આદુના | કદળીના |
| ૪૨૦ | ૩૭ | આદુના | કદળીના |
| ૪૨૯ | ૩ | (હીંગોત્રી)–૪, | (હિંગોત્રી)–૪, મીંઢી આવળની બીજી ટીપમાં, |
| ૪૨૯ | ૧૯ | એનો | એને |
| ૪૩૨ | ૩૯ | આમાવતમાં | આમવાતમાં |
| ૪૪૩ | ૨૯ | નાગોડનાં | નગોડનાં |
| ૪૪૭ | ૧૩ | ગોમૂત્ર–૩,૫. | ગોમૂત્ર–૩, ૫; અને ૭ ની ટીપમાં નં. ૩ |
| ૪૫૧ | ૧૦ | જેઠીમધ–૧૦,૧૩, | જેઠીમધ ૧૦, ૧૩, ૨૩; |
| ૪૫૧ | ૧૩ | લીંડી– | લાણોની ટીપમાં નં. ૧,૨, લીંડી– |
| ૪૫૪ | ૩૦ | દુધ | દૂર |
| ૪૫૮ | ૩ | નં. ૧૯. | નં. ૧૯. જુઓ ગો૦ વૈ૦માં છાણાંની રાખની ટીપમાં નં. ૧ |
| ૪૬૪ | ૩૨ | છે. તે | છે. |
| ૪૬૭ | ૨૫ | મજીઠ–૬, | મજીઠ–૬, માલકાંગણી–૭ની ટીપમાં, |
| ૪૬૭ | ૧૪ | કરંજ | કરંજ, |
| ૪૭૫ | ૭ | આકડો ૭, | ૧૬, આકડો ૭, |
| ૪૭૫ | ૯ | શંખાવળી ૧, | શંખાવળી ૧, હળદર ૨૨ની ટીપમાં નં. ૨ |
| ૪૭૫ | ૧૨ | મૂત્રવર્ગ ૨, | મૂત્રવર્ગ ૨, અસ્થિ (હાડકાં) ૧૨ની ટીપમાં નં. ૨ |
| ૪૭૬ | ૫ | વસુ ૨, | વછનાગ ૭ની ટીપમાં નં. ૪, વસુ ૨, |
| ૪૮૦ | ૫ | દાડમ ૧૫, | દાડમ ૧૫, દારૂડી ૪, |
| ૪૮૨ | ૧૮ | ધંતુરો ૧૦, | ધંતુરો ૧૦; ૨૦ ની ટીકામાં નં. ૨, |
| ૪૮૨ | ૧૮ | બ્રાહ્મી ૧, | બ્રાહ્મી ૧, ૩ની ટીપમાં બ્રાહ્મી કવાથ, |
| ૪૮૫ | ૩ | ચણકબોબા ૫, | ચણકબોબા ૫, ચિત્રક ૨૦ની ટીપમાં નં.૪ |
| ૪૮૮ | ૨૩ | | ને છેડે આ પ્રમાણે ઉમેરવું:– (આમ ઉપર) કાંચકી–૮; કોથમીર–૩, ઝેરકોચલાં–૯, બીવલો–૧, મેથી–૨, હરડે–૩. (આમરક્ત ઉપર) બીલી–૧૩, લસણ–૬. (આમાંશ ઉપર) આદુ–૪૫, ઓથમીજીરૂં–૭, ખસખસ (અફીણ)–૪, નાગકેશર–૩, માયફળ (માયાં)–૭. (રક્તયુક્ત આમાંશ ઉપર) કોકમ–૨. (રાતા આમાંશ ઉપર) રાનતુલસી–૧. |
| ૪૯૮ | ૩૬ | આથવા | અથવા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૦૧ | ૩ | ફૂરા–૧. | ફૂરા–૧, જુઓ ગોવૈદ્યકમાં ગાયનું દહીં નં. ૬ ની ટીપમાં નં. ૧. |
| ૫૦૫ | ૧૯ | ઝેરકોચલાં ૨, | ઝેરકોચલાં ૨, ૧૨, |
| ૫૦૬ | ૧૮ | ચિત્રક ૪, | ચિત્રક ૪; ૨૦ ની ટીપમાં ૩. |
| ૫૦૭ | ૫ | હરડે ૪૬. | લાણોની ટીપમાં નં. ૬, હરડે ૪૬. |
| ૫૧૦ | ૧૯ | જવ ૧, | ધાસપિત્તપાપડો ૫, જવ ૧, |
| ૫૧૭ | ૩૧ | દૂધ–૯. | દૂધ–૯, ગોમૂત્ર–૭ ની ટીપમાં ૨. |
| ૫૧૮ | ૨૮ | ઘીવાળો | ઘીવાળો હાથ |
| ૫૧૯ | ૩૧ | ઝેરકોચલાં ૭,૯; | ઝેરકોચલાં ૭, ૯; દારુણી ૬; |
| ૫૧૯ | ૩૨ | શતાવરી ૩, | શતાવરી ૩, સાટોડી ૨૩ની ટીપમાં નં. ૨. |
| ૫૨૧ | ૨૧ | કર્ણસન્નિપાત | કર્ણક સન્નિપાત |
| ૫૨૬ | ૨૨ | જેઠીમધ ૧૪, | જેઠીમધ ૧૪, બ્રાહ્મી ૩ની ટીપમાં બ્રાહ્મી ક્વાથ, |
| ૫૩૦ | ૭ | પારસપીંપળો ૩, | ધંતુરો ૨૦ની ટીપમાં નં. ૧; પારસપીંપળો ૩, |
| ૫૩૦ | ૮ | રાસ્ના ૬, | રાસ્ના ૬, લાણોની ટીપમાં નં. ૩. |
| ૫૩૦ | ૯ | જુઓ પ્રા૦ ઔ૦ માં:– | જુઓ પ્રા૦ ઔ૦ માં:– કસ્તૂરી ૯ ટીપમાં નં.૪ |
| ૫૩૦ | ૧૦ | સાબરશિંગ ૭, | સાબરશિંગ ૭,સાબરશિંગની ટીપમાં નં.૧ |
| ૫૩૨ | ૨૫ | ફુદીનો ૪, | ફુદીનો ૪, ભાંગરો ૧૪ ની ટીપમાં ભૃંગરાજ તેલ. |
| ૫૩૬ | ૪ | ઓથમીજીરૂં ૬, | ઓથમીજીરૂં ૬, કણેર ૧૦, |
| ૫૩૬ | ૧૨ | સાલમ ૧, | સાલમ ૧. જુઓ પ્રા૦ ઔ૦માં સાબરશિંગની ટીપમાં નં. ૪ |
| ૫૪૦ | ૪ | લાલમેહ | લાલામેહ |
| ૫૪૨ | ૨૨ | લવંગ ૩૦, | લવંગ ૩૦, લાણોની ટીપમાં નં. ૮ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૪૫ | ૭ | ગોમૂત્ર ૬, | ગોમૂત્ર ૬,૭ ની ટીપમાં નં. ૨. |
| ૫૪૮ | ૩૦ | હળદર ૮,૧૦ | હળદર ૮, ૧૦. જુઓ પ્રા૦ ઔ૦ માં કસ્તૂરી ૯ ની ટીપમાં નં. ૧ |
| ૫૫૦ | ૨૪ | કારિવણા ૭, | કારીવણા ૭, કેસર ૧૩, |
| ૫૫૫ | ૩ | પીંપળો ૭. | પીંપળો ૭. જુઓ પ્રા૦ઔ૦માં દૂધ ૪ની ટીપમાં. |
| ૫૫૭ | ૨૬ | અને | અતિ |
| ૫૬૪ | ૨૨ | ધારે | ધાર |
| ૫૬૫ | ૨૪ | અળશી–૯. | અળશી–૯. જુઓ ગોવૈદ્યકમાં ગોમૂત્ર ૭ની ટીપમાં નં. ૪ |
| ૫૬૮ | ૧૭ | સાટોડી–૧૨. | સાટોડી–૧૨. જુઓ ગોવૈદ્યકમાં છાણાની રાખ ૩ ની ટીપમાં નં. ૨. |
| ૫૯૪ | ૯ | તે | કે |
| ૫૯૪ | ૧૯ | મરવે | મરવો |
| ૬૧૨ | ૨૧ | તેલો | તોલો |
| ૬૧૫ | ૩૪ | શિવલિંગનું | શિવલિંગીનું |
| ૬૨૫ | ૯ | સપ્તાધાતુ | સપ્તધાતુ |
| ૬૨૬ | ૩ | ચણોઠીભર | ચણોઠીભાર |
| ૬૨૮ | ૪૦ | દરદ) | દરદ, રાફડો) |
| ૬૩૧ | ૨૯ | તથા કુનખ | ,આંગળીના વેઢા |
| ૬૩૨ | ૧૬ | કવર | કવટ |
| ૬૩૩ | ૧૦ | અસોદરો | આસોંદરો |
| ૬૪૦ | ૪૩ | અને અને | અને |
| ૬૪૫ | ૧૮ | કુકડીથી | કુકડીની |
| ૬૫૫ | ૨૫ | કેટલો | કેટલોક |
| ૬૫૬ | ૧૪ | રસમાં | તંત્રમાં |
| ૬૫૬ | ૧૬ | દશાથી | દશથી |
| ૬૬૧ | ૨ | કલાઈ | આમ શોધતાં કલાઈ |
| ૬૬૪ | ૧૨ | નિમર્ળ | નિર્મળ |
| ૬૭૨ | ૩૮ | જલદી | જલદી રૂઝાય |
| ૬૭૩ | ૩૪ | છે.) | છે. કારણ |
| ૬૭૩ | ૩૫ | (નં. ૧માં | નં. ૧ માં |
| ૬૭૩ | ૩૫ | વધારે | પણ વધારે |
| ૬૭૪ | ૪૦ | સમુચ્ચય | સમુચ્ચયમાં |
| ૬૮૫ | ૨૯ | કાવળી | કાકોળી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૮૭ | ૩૫ | (સોરો સુરેખાર)સોરો | (સુરેખાર) |
| ૬૮૯ | ૩૩ | ગોળાવાળો | ગોળાવાળો ડબો |
| ૬૯૦ | ૩૯ | જગપુટ | ગજપુટ |
| ૬૯૪ | ૧૩ | ચિહ્નિત | ચિહ્નિત |
| ૬૯૬ | ૪૧ | બાંધી પાણી | બાંધી |
| ૭૦૫ | ૧૫ | ઔભ્દિ | ઔદ્ભિદ |
| ૭૦૫ | ૧૯ | સુરોખરાને | સુરાખારને |
| ૭૦૯ | ૯ | સમલ | સોમલ |
| ૭૧૧ | ૩ | લેપ તેનો | તેનો લેપ |
| ૭૧૫ | ૭ | નોખવેલ | નોળવેલ |
| ૭૧૫ | ૨૯ | થાય | જાય |
| ૭૧૯ | ૨૯ | આઢાથી | આટાથી |
| ૭૨૬ | ૨૨ | માાટીનાં | માટીનાં |
| ૭૩૪ | ૯ | પણ છીકણી | છીંકણી |
| ૭૩૪ | ૯ | પીળા | પણ પીળા |
| ૭૪૬ | ૪૦ | ઘીની | ઘીની |
| ૭૪૭ | ૬ | તેની | તેને |
| ૭૫૩ | ૭ | ૧૦૦૦ | ૧૦૦ |
| ૭૫૩ | ૩૩ | પદેજીએ | પદેજીએ મરાઠી ગ્રંથમાં |
| ૭૫૩ | ૩૩ | તેમાં | તેમાં ટાઇપદોષથી |
| ૭૫૩ | ૩૩ | હોવાથી | જણાયાથી |
| ૭૫૭ | ૨ | તેનાં | તેમાં |
| ૭૭૦ | ૧૯ | ૭૪ | ૬૪ |
| ૭૭૩ | ૬ | બોર આમળાં | બોર, આમળાં |
| ૭૭૩ | ૧૭ | ધાણાજીરૂં, | ધાણા, જીરૂં, |
| ૭૭૪ | ૯ | મોસરસ, | મોચરસ, |

## अक्षरो भागवा तूटवाथी थयेली अशुद्धिओ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૩ | ૪ | શત્ય | શૈત્ય |
| ૪૩ ૧ | ૩૦ | જાવંત્રા | જાવંત્રી |
| ૪૩ ૨ | ૧ | સાઠીચેખા | સાઠીચોખા |
| ૪૭ | ૩૭ | પંચભંગ | પંચભૃંગ |
| ૫૩ | ૩૮ | પદાથ | પદાર્થ |
| ૫૬ | ૩૭ | સ્થલશરીરને | સ્થૂલશરીરને |
| ૭૪ | ૧૩ | ૂલ | ફૂલ |
| ૭૯ | ૩૯ | જવી | જેવી |
| ૮૦ | ૨૫ | મસ્તકશળ | મસ્તકશૂળ |
| ૮૨ | ૪૧ | ત્રોપાન | ત્રોપાનાં |
| ૮૫ | ૩૨ | પદાથ સવકાળ | પદાર્થ સર્વકાળ |
| ૮૯ | ૯ | દુધર | દુર્ધર |
| ૯૯ | ૫ | સવ | સર્વ |
| ૧૧૦ | ૩ | વૃાદ્ધ | વૃદ્ધિ |
| ૧૧૦ | ૧૧ | ગભ- | ગર્ભ- |
| ૧૧૦ | ૪૦ | સવ | સર્વ |
| ૧૧૪ | ૧૭ | ઇડાલંબુ | ઇડલિંબુ |
| ૧૨૦ | ૩૧ | મસ્તકશળ | મસ્તકશૂળ |
| ૧૨૪ | ૨ | જાનાં | જૂનાં |
| ૧૨૬ | ૬ | ૂરશાના | ફૂરશાના |
| ૧૨૮ | ૨૩ | યોનિશળ | યોનિશૂળ |
| ૧૩૦ | ૧૧ | મેઢું | મોઢું |
| ૧૩૦ | ૧૧ | સર્વશળ | સર્વશૂળ |
| ૧૪૪ | ૪૦ | કમાલની | કમલિની |
| ૧૪૬ | ૨૬ | સપ | સર્પ |
| ૧૪૬ | ૩૮ | ત્રિ | રાત્રે |
| ૧૫૨ | ૧૬ | કાજા | કાજૂ |
| ૧૫૨ | ૨૪ | વિકાર) | (વિકાર) |
| ૧૬૦ | ૧૦ | ૂલ | ફૂલ |
| ૧૭૯ | ૪૦ | છંદો | છુંદો |
| ૧૮૩ | ૧૫ | વિદ્રાધ | વિદ્રધિ |
| ૨૦૦ | ૨૩ | એન | એનાં |
| ૨૦૦ | ૪૨ | રોગમ | રોગમાં |
| ૨૦૨ | ૪૩ | એને | એનો |
| ૨૦૩ | ૪ | વાતશળ | વાતશૂળ |
| ૨૦૮ | ૩૪ | શિરારોગ | શિરોરોગ |
| ૨૧૬ | ૧ | આયભિષક્ | આર્યભિષક્ |
| ૨૧૬ | ૩૫ | જેટલ | જેટલાં |
| ૨૧૭ | ૮ | રજોદશન | રજોદર્શન |
| ૨૧૭ | ૧૭ | કંકાલ | કંકોલ |
| ૨૧૯ | ૧૧ | ૂલ | ફૂલ |
| ૨૨૪ | ૩૫ | સુખપૂવક | સુખપૂર્વક |
| ૨૨૬ | ૪ | ઘત | ઘૃત |
| ૨૩૮ | ૧૩ | જાના | જૂના |
| ૨૭૧ | ૪૧ | થો | (કુંથો |
| ૨૭૪ | ૩૭ | ચાવ | ચાવી |
| ૩૧૭ | ૯ | જેટલ | જેટલી |
| ૩૧૭ | ૨૧ | ખારવા | જે ખારવા |
| ૩૧૮ | ૨૨ | તર | તર) |
| ૩૨૧ | ૨૮ | કાંકરનાં | કાંકેરનાં |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨૧ | ૨૯ | જીણુજવર | જીર્ણજ્વર |
| ૩૬૭ | ૯ | વધ માન | વર્ધમાન |
| ૩૮૮ | ૧૪ | વિસપ | વિસર્પ |
| ૩૯૧ | ૩૬ | અક | એક |
| ૩૯૮ | ૨૦ | સવ | સર્વ |
| ૪૦૦ | ૨૧ | યોનિશ્ચળ | યોનિશૂળ |
| ૪૦૨ | ૩ | સત્ર | સર્વ |
| ૪૧૩ | ૯ | અજીણુ | અજીર્ણુ |
| ૪૨૭ | ૨૧ | ચિહ્ન | ચિહ્ન |
| ૪૬૦ | ૨૨ | શરદાથી | શરદીથી |
| ૪૯૮ | ૨૧ | વપ | વિપ |
| ૫૩૧ | ૧૭ | આષધ | ઔષધ |
| ૫૩૨ | ૪૧ | વરેચનથી | વિરેચનથી |
| ૫૩૯ | ૩ | નિશ્ચષ્ટ | નિશ્ચેષ્ટ |
| ૫૪૩ | ૨૭ | ાય | હોય |
| ૫૮૦ | ૩૨ | અદિ ત | અર્દિત |
| ૫૮૬ | ૩૪ | કટિશળ | કટિશૂળ |
| ૬૦૮ | ૩ | તથ | તથા |
| ૬૧૦ | ૪૦ | વડ | (વડ |
| ૬૧૧ | ૪૨ | સંપૂણુ | સંપૂર્ણુ |
| ૬૩૧ | ૪૧ | કર | કરી |
| ૬૩૩ | ૪ | રોગમ | રોગમાં |
| ૬૩૮ | ૩૭ | અ | અને |
| ૬૪૪ | ૩૩ | ઔષાધ | ઔષધિ |
| ૬૪૭ | ૨૫ | સ્રીધત | સ્રીવૃત |
| ૬૫૭ | ૧૯ | ત્રંસડું | ત્રુંસડું |
| ૬૮૪ | ૪ | મુખમ | મુખમાં |
| ૭૦૨ | ૧૪ | અજીણુ | અજીર્ણુ |
| ૭૦૩ | ૧૮ | પેટશળ | પેટશૂળ |
| ૭૨૭ | ૨૦ | સવે | સર્વે |
| ૭૩૧ | ૩ | સૂર્યાવત | સૂર્યાવર્ત |
| ૭૪૦ | ૩૫ | ચૂણ | ચૂર્ણુ |
| ૭૪૫ | ૨૧ | અક્કલકરાદ | અક્કલકરાદિ |
| ૭૪૮ | ૨ | જ્વરકસરી | જ્વરકેસરી |
| ૭૫૧ | ૩૮ | વધમાન | વર્ધમાન |
| ૭૬૦ | ૨૨ | સ્રીઓન | સ્રીઓનાં |
| ૭૭૨ | ૫ | વીય | વીર્ય |
| ૭૮૦ | ૨૮ | આગનબળ | અગ્નિબળ |
| ૭૯૧ | ૧૨ | કર | કરે |
| ૭૯૮ | ૩૮ | ખડસશળ | ખડસશૂળ |

# सद्ग्रंथसामर्थ्य

સોરઠા

માનવ મોઠું ભાગ્ય, જો તું ઇચ્છે તાહરૂં;
તો તો ઝટપટ જાગ્ય, સદ્ગ્રંથો હાકલ કરે.
મહાપુરુષનો સંગ, માનવ મળવો દોહ્યલો;
આપે એનો રંગ, આદેશોના ગ્રંથ શુભ.
અંધકાર–અજ્ઞાન, તેહ ટાળવા ઊગીયો,
જ્ઞાન–સૂર્ય એ જાણ, તુજ પૂર્વજનો વારસો.
લોહ સમું જે મન, માટીમાં માટી બને;
તેહ થાય કાંચન, પારસગ્રંથ સમાગમે.
માનવ મોંઘો દેહ, એહ થવા નવ ઓ વૃથા;
અમરપણું લે એહ, જ્ઞાન ધ્યાન ચારિત્રથી.
વેહેવા ચાહો વીર, મ્હોટા જનને મારગે;
ગ્રહો જ્ઞાનચારિત્ર, ચરિત્ર વાંચી તેમનાં.
જીવન ઉત્તમ થાય, ચરિત્ર ઉત્તમ વાંચતાં;
એ અર્થે વંચાય, ચરિત્રગ્રંથો ચાહથી.

દોહરા

પરમ શ્રેયને પામવા, રાજી કરવા રામ;
ઉત્તમ ગ્રંથો વાંચવા, કરવાં રૂડાં કામ.

# अनुक्रमणिका

## पूर्वार्ध

### प्रकीर्ण विषयो



### वनौषधि–गुणादर्श

# उतरार्ध

## १–सुबोध वैद्यक

# ૨–ગો વર્ગ



# ૩–પ્રાણિજ ઔષધિ



# ૪–રસદ્રવ્ય

# ઔષધિક્રિયા

## ૩–ગુટિકા (ગોળીઓ)



## ૪–કવાથ



## ૫–યોગ



## ૬–लेप



## ૭–अर्क



## ૮–आसव



## ૯–अंजन



## ૧૦–तैल



## ૧૧–घृत, क्षार, मलम

# बृहत्पाकसंग्रह

# अश्वरोग–परिज्ञान

# અનુક્રમણિકાની પૂરવણી

ઔષધિની કેટલીક બનાવટો તથા બીજી જાણવા જેવી બાબતો તે તે ઔષધિઓના પ્રકરણમાં પેટાબાબતો તરીકે આવી ગયેલી; પરંતુ બનાવટોના પ્રકરણમાં નહિ આવેલી હોવાથી સામાન્ય અનુક્રમણિકામાં પણ તે આવી શકી નથી; જેથી તેની છેવટે આ પૂરવણી જોડીને તેવી બાબતો તથા બનાવટો–કે જેની તારવણી સંશોધક સદ્દગૃહસ્થે કરી મોકલી હતી; તે આ નીચે આપવામાં આવી છે. આમાંની કોઇ કોઇ બાબત પાક ઈ૦ બનાવટોના પ્રકરણમાં જેમની તેમ આવી ગઇ હોય તો સંભવિત છે; પરંતુ એવી પુનરાવૃત્તિથી નુકસાન તો નથીજ.

# सद्ग्रंथसेवनना खास फायदा

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્—જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય તેના આગળ ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેનો આખા જીવનસુધી જરૂર છે." **સ્વામી વિવેકાનંદ**

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઈથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો." **મ૦ ગાંધીજી**

"બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઈએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ

પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે. **સ્વ૦ પઢિયાર**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે." **બંકિમચંદ્ર**

"ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." **"માર્ડન"**

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઇશ્વિરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવાસમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાન-હીન રહેનારાં મનુષ્યમાં શું તફાવત?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર છે."

એક વિદ્વાન ઠીકજ કહે છે કે "વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઈ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહિ."

"પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કરે છે."

"ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે; અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે:-'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે?"

# उत्तम चरित्रोना फायदा

## (અનુભવીઓના ઉદ્ગાર)

"ઉત્તમ જીવનચરિત્ર એ એક પ્રકારનું ખાસ દર્પણ છે. અરીસાવડે પોતાના ચહેરામાં ડાઘ જણાતાં-જ મનુષ્ય તેને કાઢી નાખવા અને કાંતિ વધારવા પ્રયત્ન કરે છે; તેમ પોતાના તનમનમાં પેઠેલાં ભૂષણદૂષણ જોવા-સમજાવામાં આવતાં મનુષ્ય દોષોને ટાળવા અને સદ્ગુણ વધારવાને ચરિત્રરૂપી આરસીવડે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધથી નથી બનતું તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશોથી થતી અસર કરતાં એવા ગુણોવાળાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવાથી વધારે અસર થઈ ઊંડી છાપ પડીને તે પણ દિવ્ય માનવી બનવા ઉત્તેજાઈ આગળ વધે છે."

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત હિંમત અને શ્રદ્ધા આવી આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; રૂડાં કાર્યોમાં અને મોટાઓનાં કામોમાં જોડાઇ તેમાં ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં આવવું, રહેવું અને ઉન્નત થવા પ્રેરાવું, એ તે તે ઉત્તમ આત્માઓના અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

"ઉત્તમ ચરિત્રો બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલે સુધી ઉત્તમ બનાવી શકે; કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી ઉચ્ચ અસરો ફેલાવી શકે."

"મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન થવાથી આ વાત બરાબર સમજાય છે કે મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."

# सारामाठा प्रसंगे ज्ञानल्हाणी

ગરીબોને ગરીબાઇમાંથી ખેંચી કાઢવાની, દુઃખીઓનાં દુઃખ ટાળવાની, બોજાવાળાનો બોજો ભુલાવવાની અને બિમારોનું દર્દ ભુલાવવાની સારા ગ્રંથોમાં જેવી શક્તિ છે તેવી બીજા કશામાં નથી; પણ દેશદશા એવી છે કે વાંચી જાણે તેવા પણ ઘણાખરાઓ ગ્રંથ પાછળ પૈસા ખરચી શકતા નથી. માટે તેઓમાં જ્ઞાન-ચારિત્રવર્ધક ચોપડી-ચોપાનિયાં વિના મૂલ્યે ફેલાવવાં એ પણ સમજુ દાતાઓની ફરજ છે.

પોતે જ્ઞાનસિદ્ધ થઇને બીજાઓને જ્ઞાન આપવું એ તો કોકથી બને; પણ સિદ્ધાત્માઓના જ્ઞાન-ચારિત્રવર્ધક ઉત્તમ ઉપદેશો અને ચરિત્રોનાં પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે.

કોઇ કોઇ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ વર્તમાન દેશદશા જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારી પેઠે ચાલુ કરી ઉમદા રૂઢિરૂપ બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગે બીજો ખર્ચ થોડો ઘટાડીને પણ સ્થૂળ ભોજન સાથે આ માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાન, પડોશી, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, ગામલોકો, વિદ્યાર્થીઓ વગેરેને ભેટ કરાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન કરતાં બહુ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઇ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કિંવા હાથે લખીને પણ આપી શકાય, કે જેથી તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

માટે આ સંસ્થાનાં અને બીજાં ઠીક લાગે તે તે ખાસ ઉપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગ સાથે જ્ઞાનચારિત્ર જેવી અસાધારણ ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુએ મેળવવું ઘટે છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇ ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને લહાણી કરી શકે; મધ્યમ ખર્ચ કરવો હોય તો અમુક પ્રતો ખરીદીને વહેંચી શકે. અને વધુ જાતનાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનાર તેમાંથી મનગમતું પુસ્તક લઇ શકે. પાંચ-દશ રૂપિયા ખર્ચવા હોય તો ૨૫-૫૦ નાનાં પુસ્તકો અથવા નાની હજાર-પાંચસો પુસ્તિકાઓ વહેંચી શકાય. અને એકાદ રૂપિયો ખર્ચવો હોય તોપણ અસરકારક શિખામણોનાં સો-બસો હસ્તપત્ર વહેંચી શકાય. ન વાંચી જાણે તેને વાંચી સંભળાવવું એ પણ ઉત્તમ લોકસેવા છે.

---

તેલમાં ઘસી આપવાં. ઉદકશૂળ (પાણી પીધા પછી કૂદે છે અને હરાંપરાં થાય છે તે) ઉપર:—સુંઠ, લીંડીપીંપર અને વજ, એ ઔષધો પ્રત્યેક ૪।। માસા, ગજપીંપર અને સિંધવ પ્રત્યેક ૨।। માસા અને હીંગ ૧।। માસો, એ સર્વ ઔષધો ઘીમાં ખરલ કરી ખવરાવવાં. દાંત કચડવા, જમીન ચાટવી, કરડવું, એ લક્ષણો હોય તો:—ત્રિકટુ ૯ માસા, વાવડીંગ ૯ માસા અને અજમો ૧ માસો, એ બધાનું ચૂર્ણ કરી ઘીમાં ખવરાવવું. લાદની સાથે કીડા પડે છે તે ઉપર:—હિંગણાની છાલ ત્રણ માસા અને પિત્તપાપડો ૯ માસા એ ગોળમાં ખવરાવવું. સંગ્રહણી ઉપર (લાદ પાતળી થવી અને ઉપરાઉપરી હગવું):—નાનાં બીલાં, લીલા દાડમના દાણા અને ધાવડીનાં ફૂલ, એ જણસો સમભાગ લઇ ૧।। તોલો ચૂર્ણ દહીંમાં સાત દિવસ આપવું. (૨) હરડે, આરંબળીની છાલ, મેથી અને જીરૂં, એ સર્વ જણસો સમભાગ લઇ, ૧।। તોલો ચૂર્ણ દહીંમાં ૩ દિવસ ખવરાવવું. (૩) હરડે, આરંબળીની છાલ અને મેથી, એ સમભાગ લઇ દહીંમાં ૧।। તોલો ચૂર્ણ ખવરાવવું. ઉપઘાત:—ઘોડાની આંખોમાંથી પાણી વહેવું, પગ અને ગળું સૂજવું, દાંત ચોંટી જવા, ખાવાનું છોડવું ઇત્યાદિ લક્ષણો હોય તો—સરગવાનાં મૂળ, રાફડાની માટી, આમલીનાં અને નગોડનાં પાંદડાં, એ સર્વ સમભાગ વાટી મસ્તકે લેપ કરવો અને અરણીનાં પાંદડાં ૧ તોલો જૂના ગોળમાં ત્રણ દિવસ ખવરાવવાં.

## ૭–अग्निमांद्य

ઉપચાર:—ઘોડો દાણો અને ઘાસ ખાતો ન હોય તો—રિંગણીનાં મૂળ, ઉભી ભોરિંગણીનાં મૂળ, લીમડાનાં પાંદડાં, હરડે, સુંઠ, કરીઆતું, વાવડીંગ, અજમોદ, નગોડ, અરણીનાં પાંદડાં, એ ઔષધો પ્રત્યેક દોઢ દોઢ માસો અને અજમો પોણો માસો, એ સર્વ ઔષધોનું ચૂર્ણ કરી જૂના ગોળમાં ૭ દિવસ ખવરાવવું.

## ૮–पाद (पगना) रोग

ઉપચાર:—પગે ચક્રાવલી થઇ હોય તો—છીપ અને કોડી બાળી તેની રાખ સમભાગ મધમાં ખરલ કરી ચોપડવી. પગે ગાંઠ થાય છે તે ઉપર:—અણી ગાંઠ કાપી તેમાંનું પરુ કાઢવું. પછી જવખાર અને સાજીખાર સમભાગ લઈ આમલીની ખોળમાં લેપ કરવો; અને સિંધવ, લસણ, સુંઠ અને વાવડીંગ, એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા અને અજમો ૧ માસો, એમનું ચૂર્ણ કરી જૂના ગોળ સાથે પાવું.

## ९–अंडशोफ (अंड सूजवा)

સુંઠ, ઉભી ભોરિંગણી, એરંડાનાં મૂળની છાલ, સરગવાની છાલ, રિંગણી, મરી, ઉંબરાની છાલ અને વજ, એ સર્વ ઔષધો સમભાગ લઇ, ૧।। તોલો ચૂર્ણ ઘીમાં આપવું અને અંકોલનાં પાંદડાં ઉકાળી અંડ ઉપર તેનો શેક કરવો; તેમજ ઉપલું ચૂર્ણ ઘીમાં ખરલ કરી તે ઉપર થોડું ચોળવું.

## १०–मूत्ररोग

મૂત્ર ઉપરાઉપરી થતું હોય તો:—દ્રાક્ષ અને કાકડીનાં બીઆંનું બારિક ચૂર્ણ કરી મધમાં ઇંદ્રિય ઉપર લેપ કરવો. મૂત્રશૂળ:—ભોંય ઉપર પગ ઠોકવા, કુક્ષિ ઉપર મોઢું લાવવું, એ લક્ષણો હોય તો—લીંડીપીંપર અને ગજપીંપર મેળવી ૧ તોલો ચૂર્ણ કરી ગોળમાં આપવું. મૂત્ર સાથે વીર્ય જતું હોય તો—નાગરવેલીનો કંદ, કેળનો કંદ, ભોંયકોળું અને છીંકણી ૧।। માસો મેળવી તે ચૂર્ણ દૂધમાં આપવું.

## ११–व्रणादि रोग

હાડી:—(હાડ ઉપર ગોળા જેવો સોજો થાય છે તે) ઉપર ઉપચાર:—પ્રથમ ફસ ખોલી લોહી કાઢવું. પછી કડવા લીમડાની સળીઓ એકત્ર બાંધી દેવતા ઉપર ગરમ કરી તે વડે શેકવું

અને લીમડાનાં પાંદડાં, નવસાર, સિંધવ, એ સમભાગ લઈ લીમડાના રસમાં ખરલ કરી લેપ કરવો તથા ઉપર કપડું બાંધી રાખવું. **માંસ સડ્યું હોય અને પીળું પાણી નીકળતું હોય** તો તે ઉપરઃ—લોહચુર અને હરડે તેલમાં ખરલ કરી લેપ કરવો; અને તે ઉપર એરંડાનાં પાંદડાં બાંધી ઇંટથી શેક કરવો; તેમજ લસણ, નગોડ અને સિંધવ દરેક સાડાચાર માસા અને અજમો ૧ માસો, એ ઔષધનું ચૂર્ણ ગોળ સાથે ૭ દિવસ ખવરાવવું. **ખાંડુક, જખમ અને વાળા ઉપરઃ**—બકરીની લીંડીઓ, સિંધવ અને મીઠાનું સમભાગ ચૂર્ણ કરી, પાણીમાં કિંવા મધમાં લેપ કરવો. **શરીર ઉપર ગાંઠો થઈ તે વહેવા લાગતી હોય તોઃ**—ધુંવાસ અને વજ એ સમભાગ લઇ મધમાં ખરલ કરી લેપ કરવો; અને સિંધવ, વાવડીંગ, હરડે અને લસણ, એ ઔષધો ત્રણ ત્રણ માસા અને અજમો ૧ માસો, એ રીતે ચૂર્ણ કરી ઘીમાં ખવરાવવું. **ખસ ઉપરઃ**—કણક અને મીઠું પાણીમાં પલાળી તેનો રોટલો કરી તે બાળવો અને તેલમાં ખરલ કરી ચોપડવો. **ડુંટી સૂજે છે તે ઉપરઃ**—પ્રથમ હાથપગની નસો દબાવવી એમ કહેલું છે. એનો શું ઉપયોગ હશે તે સમજાતું નથી; પરંતુ આ નીચેનો ઉપચાર સારો જણાય છેઃ—સુંઠ, મરી, લીંડીપીંપર, સરસવ અને હળદર, એ ઔષધો સમભાગ લઇ આમલીના ચીચોડાની ખેળમાં લેપ કરવો અને ઉપર કપડું બાંધવું; તથા સુંઠ ૪॥ માસા, એલચી ०॥ માસો, લવંગ ૧॥ માસો, કોથમી ૨ માસા, બહેડાં ૨ માસા અને આમળાં ૨ માસાનું એકત્ર ચૂર્ણ કરી ઘીમાં ૩ દિવસ આપવું. **આમની બાધા થાય તોઃ**—શેવાળ અને ઘી એક એક તોલો મેળવી પાવું.

## १२—अग्निबाधा

**ઉપચારઃ**—તેલનો જૂનો ઘડો ફોડીને તેના કકડા કરી તેનું પાતાળયંત્રવડે તેલ કાઢી ચોપડવું.

## १३—विषबाधा

**ઉપચારઃ**—શુદ્ધ હિંગળોક, સોમલખાર અને ધોળો કાથો, એ ઔષધો સમભાગ લઇ આદુના રસમાં ગોળી કરી ત્રણ દિવસ ખવરાવવી એવું કહેલું છે; પરંતુ એમાંનાં પહેલાં બે ઔષધો શુદ્ધ કરી લેવાં જોઇએ; તોજ કદાપિ આદાનો ગુણ આવે એમ જણાય છે. આ ઔષધનો ઘણો વિચાર કરી અને કોઇને અનુભવ હોય તોજ ઉપયોગ કરવો એવો અમારો મત છે.

## १४—तोफानी घोडा माटे

**ઉપચારઃ**—(૧)અન્ને કાનમાં (શુદ્ધ કરેલો) પારો નાખવો. મોઢામાં રૂ ઘાલવું અને પગના બદ પર, પિશાબ (?) ઉપર અને ઢગરાના માંસ ઉપર ગોળ ડામ દેવા. શેક કરવો. ઘેર બાંધી રાખવો. (૨) આર્તવનું (સ્ત્રીના અસ્પર્શ્ય કાળના રક્તનું) ચીથરૂં અને જૂનો ગોળ અર્ધો અર્ધો તોલો એકત્ર ખાંડી ૩ દિવસ આપવું. ગરમ પાણી પાવું. (૩) જુઓ વનૌષધિગુણાદર્શમાં ખેરના વર્ણનમાં નં. ૭ નો ઉપયોગ.

## १५—खरीनो कचरो जवा माटे

**ઉપચારઃ**—મીણ, ગુગળ, ભોંયલીમડો, કાળીજીરી, લાખ, સિંદૂર, મરી અને ગોળ, એ સમભાગ લઈ ઘી અને તેલમાં ખરલ કરી ચારે ખરીઓ ઉપર લેપ કરવો; અને લોખંડ ગરમ કરી કિંચિત્ શેકવું.

## पशुचिकित्सानी पुरवणी—१

( વનૌષધિગુણાદર્શમાં નીચે આપેલી વનસ્પતિઓના વર્ણનમાં તે તે નંબર જોવો. )

(૧) **ઘોડાને કુરકરી થાય છે તે માટેઃ**—વંતાકડી (વેંગણી) ૨. (૨) **ઘોડાને પીઠ પડે તો તે માટેઃ**-અઘાડી (પોપટી કાંગ) ૩, બાજરી ૧. (૩) **ઘોડાને શરદી થઈ હોય તે માટેઃ**-ખજૂરી ૫.

## पुरवणी—२

(૧) **ઢોરોને સર્પદંશ થાય છે તે માટેઃ**-અરિઠા ૧૪. (૨) **ઢોરોને કોઈપણપ્રકારનું વિષ ચઢ્યું હોય તે માટેઃ**-આસંધ ૧૫ ઉભી (ભો) રિંગણી ૨, જાળજાંબવો ૧, ઝેરકોચલાનું ઝાડ ૧.

**(૩)ઢોરોને ઘોયડાનું વિષ લાગે છે તે માટે**—ધણુસરી ૧, ઘોણુશી ૧. **(૪) ઢોરોને ખાધામાં વિષ આવે તે ઉપર**—શિકેકાઇ ૨. **(૫) ઢોરના ખાધામાં સોમલ આવ્યો હોય તો તે માટે**—કેળ ૧૮, તાંદળજો ૧૦, પાણકાંદા ૧. **(૬) ઢોરના મુસલરોગ માટે**—ગોરખ આમલી ૪, ધાપાન ૧. **(૭) ઢોરના કુંદરોગ માટે**—ઇંદ્રજવનું ઝાડ ૧૫, મુચકંદ ૩. **(૮) ઢોરને સળેખમ થાય છે તે માટે**—ઉદ (લોબાન) ૩. **(૯) ઢોરને શેંબા** (નાક પાકવાનો) **રોગ થાય છે તે માટે**—ડુંગળી (કાંદા) ૩૦. **(૧૦) ઢોરના લાગ માટે**—કાજૂ ૨. **(૧૧) ઢોરના કર્ણરોગ માટે**—કાનફોડી ૨. **(૧૨) ઢોરના રોગ માટે**—ચંદનબટવો ૧. **(૧૩) ઢોરના મૂત્રાવરોધ માટે**—કેળ ૨૦. **(૧૪) ઢોરનું અંગ બહાર આવે (આશ કાઢે) છે તે માટે**—કલગારી ૫. **(૧૫) ઢોર કે વાછરડાંને કરમ પડયા હોય તો તે માટે**—કુંવાડીઓ ૧૦. **(૧૬) ઢોરને હારીક લાગે તે માટે**—જામફળ ૪, મોગલીએરંડો ૮. **(૧૭) ઢોરના જખમ (ક્ષત) માટે**—ફાંગળો ૫, માંકડી ૪. **(૧૮) ઢોરને ખાંધ પડે છે તે માટે**—વગડાઉ તુરીઉં ૨. **(૧૯) ઢોરના પગને ફાળ લાગી હોય તો તે માટે**—વગડાઉ અળશી ૧. **(૨૦) ઢોરોની આંખોને ભૂર આવે છે તે—ફુલું પડે છે તે માટે**—ભુયશિરડ ૧. **(૨૧) ઢોરનું શિંગડું, હાડકું વગેરે ભાગ્યું હોય તો તે માટે**—થુવેર-ચોધરો (થોર) ૨. **(૨૨) ઢોરને દૂધ વધવા માટે**—ભીંડી ૫. **(૨૩) ઢોરોને ખાણમાં કીડા લાગવાથી રેચ થાય છે તે માટે**—સોપારી ૨. **(૨૪) ઢોરોના ક્ષતમાં કીડા પડે છે તે માટે**—કપૂર ૨, કીડામારી ૧, જાનવેલ ૩, ડીકામાળી ૪, તંબાકુ ૧, પીંપળો ૨૨, બહેડાં ૭, વગડાઉ સાટોડી ૨, હિંગ ૨, હેદ ૨. **(૨૫) બળદની ખાંધ સૂજે છે તે માટે**—ઝિંઝરૂટ ૪. **(૨૬) બળદ કે પાડા (રેલા) લોહી મૂતરે છે તે માટે**—ગાંજો (ભાંગ) ૩, મરવો ૧૧. **(૨૭) બળદને કાંઈ દુઃખ થયું હોય તો**—આસંધ ૨૧. **(૨૮) બળદનો પગ સૂજ્યો હોય તો**—આમલી ૧૬. **(૨૯) પાડાને રેચ થાય છે તે માટે**—ઘોટીવેલ ૧. **(૩૦) પાડાના વાળમાં જૂઓ પડી હોય તો તે માટે**—નિંબારા ૨. **(૩૧) ભેંસના ઝાર (ઓર, મેલી) પડવા માટે**—બકામલીમઠી ૪. **(૩૨) ધનુર્વાત જેવો ઢોરને સુરડી કિંવા ધનકી રોગ થાય છે તે માટે**—અરિઠા ૧૩. **(૩૩) નાનાં વાછરડાંને ફોલ્લા થાય છે તે માટે**—ફુગ (મનાડીના ટોપ) ૧. **(૩૪) નાનાં વાછરડાંને દૂધના યોગે પેટમાં રોગ (દૂધરોગ) થાય છે તે માટે** કાળીજીરી (કડવીજીરી) ૯, દુધેલી ૪, સાજડ (એન) ૨. **(૩૫) નાનાં વાછરડાંને ઠંડી અને કૃમિ માટે**—કાંચકી ૬.

(નીચલી બાબતો માટે પ્રાણિજ ઔષધિમાં જુઓ.)

**ઢોરના ગળામાં હાડકાં જાય તો:**—અસ્થિવર્ગ-૬. **ઢોરને કાંઈ વાગી જખમ થઈ કીડા પડે તો:**—કાંતણીનું ઘર-૩.



# વૈદ્યકના સંસ્કૃત ગ્રંથોની નામાવલી

**પ્રાચીન કાળમાં વૈદ્યક વિષય ઉપર સંસ્કૃત ભાષામાં ગ્રંથોનો જે જબરદસ્ત સંગ્રહ થયેલો એમાંના સેંકડો ગ્રંથ હવે અપ્રાપ્ય થયા છે, એટલુંજ નહિ પણ સેંકડો ગ્રંથોનું તો નામ પણ રહેલું જણાતું નથી. આથી મ૦ પદેજીને જે ગ્રંથો મળી આવે તેવા સમજાયા, તેવા સાતસો ગ્રંથોની યાદી તેઓશ્રીએ પોતાના રાજવૈદ્ય ગ્રંથમાં આપેલી; તેજ અમે અત્રે આપીએ છીએ. તેઓ લખે છે કે:—"પ્રસ્તુત જે યાદી આપું છું, તેને લગતા મારી પાસે બે આધાર છે, એક મોટો આધાર એડીનબરો અને બાનના વિદ્યાલયના સંસ્કૃત ભાષાના માજી પ્રૉફેસર 'થીઓડોર ઑફ્રીથે' જર્મન ઓરિએન્ટલ સોસાઈટી માટે સંસ્કૃત ગ્રંથોની એક મોટી યાદી નોખાં નોખાં અનેક ઠેકાણાંની યાદીઓ ઉપરથી તૈયાર કરેલી તે છે. એ ઉપરાંત શામરાવ મોરોજી કૃત 'ગ્રંથાલય' પુસ્તકમાંની યાદી તેમજ બીજાં પ્રત્યક્ષ જોવા મળેલાં પુસ્તકો ઉપરથી આ યાદી વાચકો આગળ સાદર કરી છે. હાલ દ્રાવિડ ભાષામાં આ વિષયના ગ્રંથોનો સંગ્રહ ભારે હોવાની બાતમી મળી છે. તેની શોધ કરવાની ખટપટમાં અમે લાગેલા છીએ." સાતસો ઉપરાંત ગ્રંથની યાદી તેમાં એક નામના એકથી વધુ ગ્રંથ છે; તે અનેક ગ્રંથકર્તાના નોખા નોખાજ કરેલા હોવાનો ખુલાસો તેમણે આપ્યો છે પ્રા. ડો.**

૧ અકારાદિ નિઘંટુ. ૨ અગસ્ત્ય નિઘંટુ. ૩ અગ્નિકર્મ. ૪ અગ્નિવેશ સંહિતા. ૫ અંકોલ કલ્પ. ૬ અજીર્ણ મંજરી—(કાશીનાથ અને કાશીરાજ કૃત). ૭ અજીર્ણ મંજરી ટીકા—રામનાથ વૈદ્યકૃત. ૮ અજીર્ણામૃત મંજરી. ૯ અજીર્ણાગ્નિભસ્મકેશરોગવિધિ. ૧૦ અંજનનિદાન—અગ્નિવેશકૃત. ૧૧. અત્રી. ૧૨ અનંગતિલક. ૧૩ અનંગદીપિકા. ૧૪ અનંગ રંગ. ૧૫ અનંગશેખર (૧૨ થી ૧૫ સુધી કામશાસ્ત્ર ગ્રંથો). ૧૬ અનંતપ્રકાશ. ૧૭ અનાહાર પટલ ( દત્તાત્રેયતંત્રાંતર્ગત ). ૧૮ અનુપાનતરંગિણી. ૧૯ અનુપાનમંજરી—(પીતાંબર અને વિક્રમજી કૃત). ૨૦ અન્નચિકિત્સા. ૨૧ અન્નપાનવિધિ—સુષેણકૃત. ૨૨ અભિધાનચૂડામણિ અથવા નિઘંટુરાજ કે રાજનિઘંટ—નરહરિકૃત. ૨૩ અભિધાનરત્નમાલા—મલ્લિનાથકૃત અને હલાયુધકૃત. ૨૪ અમરવિનોદ. ૨૫ અમૃતસંજીવનપક્ષપુટી તંત્ર. ૨૬ અર્કચિકિત્સા. ૨૭ અર્કપ્રકાશ. ૨૮ અલંકાર. ૨૯ અલસકાજીર્ણ પ્રકાશ. ૩૦ અશીતિવાતનિદાન. ૩૧ અશ્વચિકિત્સા—જયદત્ત. ૩૨ અશ્વશાસ્ત્ર. ૩૩ અશ્વતંત્ર. ૩૪ અશ્વવૈદ્યક—જયદત્ત. ૩૫ અશ્વિનીકુમાર સંન્નિપાતકલિકા. ૩૬ અષ્ટધાતુમારણવિધિ. ૩૭ અષ્ટસ્થાન પરીક્ષા. ૩૮ અષ્ટાંગ નિઘંટુ. ૩૯ અષ્ટાંગહૃદય નિઘંટુ. ૪૦ અષ્ટાંગ સંગ્રહ. ૪૧ અષ્ટાંગ હૃદયસંહિતા. ૪૨ અષ્ટાંગ હૃદય સંગ્રહ. ૪૩ આતંક તિમિરભાસ્કર. ૪૪ આતંકદર્પણ—માધવનિદાનટીકા. ૪૫ આત્રેયસંહિતા (હારીત સંહિતા) પાંચ પ્રકારની—બૃહત, કનિષ્ઠ, મધ્ય, વૃદ્ધ અને કૃષ્ણ. ૪૬ આત્રેયસંહિતા સાર. ૪૭ આયુર્વૃદ્ધિ. ૪૮ આયુર્વેદ. ૪૯ આયુર્વેદદીપિકા. ૫૦ આયુર્વેદપ્રકાશ. ૫૧ આયુર્વેદમહોદધિ—શ્રીસુખકૃત અને સુષેણકૃત. ૫૨ આયુર્વેદરસશાસ્ત્ર—માધવ. ૫૩ આયુર્વેદ રસાયન—અષ્ટાંગહૃદય ટીકા—હેમાદ્રિકૃત. ૫૪ આયુર્વેદ વિજ્ઞાન. ૫૫ આયુર્વેદસર્વસ્વ—ભોજરાજકૃત. ૫૬ આયુર્વેદ સિદ્ધાન્ત સંબોધિની. ૫૭ આયુર્વેદસુધાનિધિ. ૫૮ આયુર્વેદ સૌખ્ય—ટોડરાનંદ. ૫૯ આરોગ્યચિંતામણિ. ૬૦ આરોગ્યદર્પણ. ૬૧ આરોગ્યમાલા. ૬૨ ઇંદ્રજાલ. ૬૩ ઇશ્વરી કલ્પ. ૬૪ ઉડ્ડામેશ્વર. ૬૫ ઉદકમંજરી—ટોડરાનંદ. ૬૬ ઉદકલક્ષણ. ૬૭ ઉન્માદચિકિત્સાપટલ. ૬૮ ઉપચારસાર. ૬૯ ઉપદેવ. ૭૦ ઉપદંશાધિકાર—જ્ઞાનભાસ્કર. ૭૧ ઉપધાતુમારણ. ૭૨ ઉમામહેશ્વરસંવાદ. ૭૩ ઉપાનિદાન. ૭૪ ઉષ્ટ્રપયઃકલ્પ. ૭૫ ઋતુગણ. ૭૬ ઋતુચર્યા. ૭૭ આવર્તનિદાન. ૭૮ ઔષધિનામાવલિ—રાધાકૃષ્ણકૃત. ૭૯ ઔષધિકલ્પ. ૮૦ ઔષધગ્રંથ. ૮૧ ઔષધપ્રકાર. ૮૨ ઔષધપ્રયોગ. ૮૩ ઔષધિકલ્પલતા. ૮૪ કરટિકૌતુક (હસ્તિરોગ). ૮૫ ગોપાલદાસકૃત—કરભીચિકિત્સા. ૮૬ કરિચિકિત્સા સારોદ્ધાર. ૮૭ કર્મવિપાક. ૮૮ કલાવાદતંત્ર (કામશાસ્ત્ર). ૮૯ કલાશાસ્ત્ર (કામશાસ્ત્ર). ૯૦ કલાશાસ્ત્ર—વિશાખિલકૃત. ૯૧ કલાવિધિતંત્ર. ૯૨ કલાસારતંત્ર. ૯૩ કલ્પખંડ. ૯૪ કલ્પખંડ (બીજો). ૯૫ કલ્પચિંતામણિ. ૯૬ કલ્પતંત્ર. ૯૭ કલ્પતરુ—મલ્લીનાથકૃત. ૯૮ કલ્પદ્રુમ નિઘંટુ. ૯૯ કલ્પૌષધિ સેવાદિપ્રકાર. ૧૦૦ કલ્યાણકારક—ઉગ્રાદિત્યાચાર્યકૃત. ૧૦૧ કલ્યાણકૃત. ૧૦૨ કાકચંડેશ્વરીતંત્ર. ૧૦૩ કાંકાયન વટિકા. ૧૦૪ કામકલાંગનાવિલાસ. ૧૦૫ કામકલાતંત્ર. ૧૦૬ કામકલાવિલાસ. ૧૦૭ કામકલાસૂત્ર. ૧૦૮ કામતંત્ર. ૧૦૯ કામદતંત્ર. ૧૧૦ કામદેવવટી સારસંગ્રહ.

૧૧૧ કામપ્રબોધ–અનૂપસિંહ દેવકૃત. ૧૧૨ કામભૂત. ૧૧૩ કામરત્નતંત્ર–નિત્યનાથકૃત અને શ્રીનાથભટ્ટકૃત. ૧૧૪ કામરત્ન–શ્રીનાથકૃત. ૧૧૫ કામરત્નાકર. ૧૧૬ કામશાસ્ત્ર. ૧૧૭ કામસૂત્ર–વાત્સ્યાયનકૃત. ૧૧૮ કામાખ્યતંત્ર. ૧૧૯ કામેશ્વરતંત્ર. ૧૨૦ કાલજ્ઞાન. ૧૨૧ કાશ્યપસંહિતા. ૧૨૨ કુમારીકલ્પતંત્ર. ૧૨૩ કૂટમુદ્‌ગરાખ્ય. ૧૨૪ કૈટદેવ નિઘંટુ. ૧૨૫ કોકશાસ્ત્ર.† ૧૨૬ કૌતુકચિંતામણિ–પ્રતાપરુદ્રદેવકૃત. ૧૨૭ કૌતુકમંજરી (કામશાસ્ત્ર). ૧૨૮ ક્વાથાધિકાર. ૧૨૯ ક્ષેમકુતૂહલ–ક્ષેમરાજકૃત. ૧૩૦ ગજચિકિત્સા, ગજવૈદ્ય, ગજાયુર્વેદ. ૧૩૧ ગણનિઘંટ–મદનાદિનિઘંટ. ૧૩૨ ગદનિગ્રહ–સોઢલકૃત. ૧૩૩ ગણરત્નમાલા કોશ. ૧૩૪ ગજરાજરત્ન. ૧૩૫ ગદવિનિશ્ચય. ૧૩૬ ગદવિનોદનિઘંટુ. ૧૩૭ ગંધકરસાયન. ૧૩૮ ગંધદીપિકા. ૧૩૯ ગરુડાંજનાદિ. ૧૪૦ ગર્ભકાંડ. ૧૪૧ ગર્ભચિકિત્સા. ૧૪૨ ગુટિકાધિકાર. ૧૪૩ ગુટિકાપ્રકાર. ૧૪૪ ગડૂચ્યાદિ નિઘંટ–ધન્વંતરિકૃત. ૧૪૫ ગુણચંદ્રિકા–ઘનસ્યામસૂરિકૃત. ૧૪૬ ગુણજ્ઞાન. ૧૪૭ ગુણજ્ઞાનનિઘંટુ. ૧૪૮ ગુણપટલ. ૧૪૯ ગુણપાઠ. ૧૫૦ ગુણમાલા. ૧૫૧ ગુણયોગપ્રકાશ. ૧૫૨ ગુણરત્નમાલા–ભાવમિશ્રકૃત. ૧૫૩ ગુણરત્નાકર વ્રજભૂષણકૃત. ૧૫૪ ગુણસંગ્રહ–સોઢલકૃત. ૧૫૫ ગુણાગુણ–સુષેણકૃત. ૧૫૬ ગુરુબોધક હેરંબસેનકૃત. ૧૫૭ ગોરક્ષચિકિત્સા. ૧૫૮ ગોરક્ષસંહિતા. ૧૫૯ ગોવૈદ્યશાસ્ત્ર. ૧૬૦ ગૌરીકાંચલિકાતંત્ર. ૧૬૧ ચક્રદત્ત. ૧૬૨ ચકોરચંદ્રિકા. ૧૬૩ ચમત્કારચિંતામણિ–લોલિંબરાજકૃત. ૧૬૪ ચરકસંહિતા. ૧૬૫ ચર્યાચંદ્રોદય. ૧૬૬ ચર્યાપદ્માકર. ૧૬૭ ચિકિત્સાકલિકા–તિસટકૃત. ૧૬૮ ચિકિત્સાકલિકા–દયાશંકરકૃત. ૧૬૯ ચિકિત્સાકૌમુદી–કાશીરાજકૃત. ૧૭૦ ચિકિત્સાક્રમકલ્પવલ્લી. ૧૭૧ ચિકિત્સાચિંતામણિ. ૧૭૨ ચિકિત્સાંજન–વિદ્યાપતિકૃત. ૧૭૩ ચિકિત્સાતત્ત્વજ્ઞાન–ધન્વંતરિકૃત. ૧૭૪ ચિકિત્સાતંત્ર. ૧૭૫ ચિકિત્સાદર્પણ–દિવોદાસકૃત. ૧૭૬ ચિકિત્સાદીપ. ૧૭૭ ચિકિત્સાદીપિકા–ધન્વંતરિકૃત. ૧૭૮ ચિકિત્સાનાગાર્જુનીય. ૧૭૯ ચિકિત્સાપદ્ધતિ–કાશીરાજકૃત. ૧૮૦ ચિકિત્સાપરિભાષા–નારાયણદાસકૃત. ૧૮૧ ચિકિત્સામાલિકા. ૧૮૨ ચિકિત્સામૃત–ગણેશકૃત. ૧૮૩ ચિકિત્સામૃતસાર–દેવદાસકૃત. ૧૮૪ ચિકિત્સાયોગશત. ૧૮૫ ચિકિત્સારત્ન. ૧૮૬ ચિકિત્સાર્ણવ–સદાનંદ શુક્લકૃત. ૧૮૭ ચિકિત્સાલેશ–ગોવર્ધનકૃત. ૧૮૮ ચિકિત્સાશતશ્લોક. ૧૮૯ ચિકિત્સાસંગ્રહ–ધન્વંતરિકૃત–ચક્રપાણિદત્તકૃત અને શિવદાસ સેનકૃત. ૧૯૦ ચિકિત્સાસર્વસંગ્રહ. ૧૯૧ ચિકિત્સાસર્વસાગર. ૧૯૨ ચિકિત્સાસાગર–વત્સેશ્વરકૃત. ૧૯૩ ચિકિત્સાસાર–ધન્વંતરિકૃત, હરિભારતીકૃત અને ગોપાલદાસકૃત. ૧૯૪ ચિકિત્સાસંગ્રહ–ક્ષેમશર્માચાર્યકૃત અને વંગસેનકૃત. ૧૯૫ ચિકિત્સાસાર–સમુચ્ચય. ૧૯૬ ચિકિત્સાસ્થાનટિપ્પણ–ચક્રપાણિદત્તકૃત. ૧૯૭ ચોપચિની–પ્રકાશ. ૧૯૮ જગદ્વૈદ્યક–વૈદ્યવાચસ્પતિકૃત. ૧૯૯ જરાચિકિત્સા. ૨૦૦ જ્વરકલ્પ. ૨૦૧ જ્વરચિકિત્સા. ૨૦૨ જ્વરતિમિરભાસ્કર. ૨૦૩ જ્વરત્રિંશતિ–શાર્ઙ્ગધરકૃત. ૨૦૪ જ્વરદર્પણમાલા. ૨૦૫ જ્વરનિર્ણય–નારાયણકૃત. ૨૦૬ જ્વરપરાજય–જયરત્નકૃત. ૨૦૭ જ્વરશાંતિ. ૨૦૮ જ્વરાંકુશ. ૨૦૯ જ્વરાદિરોગચિકિત્સા. ૨૧૦ જ્ઞાનભૈષજ્યમંજરી. ૨૧૧ ટોડરપ્રકાશ–ટોડરમલ્લકૃત. ૨૧૨ ટોડરાનંદ–ટોડરમલ્લકૃત. ૨૧૩ ડામરતંત્ર. ૨૧૪ તક્રકલ્પ. ૨૧૫ તક્રકલ્પવિધિ. ૨૧૬ તંત્રરાજ–જમાલકૃત. ૨૧૭ તંત્રોક્તચિકિત્સા. ૨૧૮ તામ્રવનેમુંડાકૃતિપાષાણકલ્પ. ૨૧૯ તિસટકૃત–વૈદ્યક. ૨૨૦ તુરંગપ્રશંસા–શાર્ઙ્ગધરકૃત. ૨૨૧ તૈલોપવેશનવિધિ. ૨૨૨ ત્રિશતી. ૨૨૩ દક્ષસંહિતાતંત્ર. ૨૨૪ દત્તાત્રેયતંત્ર. ૨૨૫ દત્તાત્રેયસંહિતા તંત્ર. ૨૨૬ દશપરીક્ષા. ૨૨૭ દિવ્યરસેન્દ્રસાર–ધનપતિકૃત. ૨૨૮ દૂતપરીક્ષા. ૨૨૯ દેવદાલીકલ્પ. ૨૩૦ દેવનંદીકૃત વૈદ્યક. ૨૩૧ દ્રવ્યગુણ–ગોપાલકૃત. ૨૩૨ દ્રવ્યગુણ–રાજવલ્લભ નારાયણદાસ કવિરાજકૃત. ૨૩૩ દ્રવ્યગુણદીપિકા–કૃષ્ણદત્તકૃત. ૨૩૪ દ્રવ્યગુણરત્નમાલા–માધવકૃત. ૨૩૫ દ્રવ્યગુણવિવેક. ૨૩૬ દ્રવ્યગુણશતશ્લોકી–ત્રિમલ્લભટ્ટકૃત. ૨૩૭ દ્રવ્યગુણસંગ્રહ–ચક્રપાણિ દત્તકૃત. ૨૩૮ દ્રવ્યગુણાકર. ૨૩૯ દ્રવ્યગુણાદર્શ–નિઘંટુ. ૨૪૦ દ્રવ્યગુણાધિરાજ. ૨૪૧ દ્રવ્યરત્નાકર. ૨૪૨ દ્રવ્યરત્નાવલિ. ૨૪૩ દ્રવ્યશુદ્ધિ. ૨૪૪

---

† આ ગ્રંથ મૂળ સંસ્કૃતમાં છે. એમાં ૧૮૦૦૦ શ્લોકો હોઈ તે કોકદેવનું રચેલું છે. એનોજ સાર લઇ કેટલાંક કોકશાસ્ત્રના નામથી બીજાં જુદી જુદી ભાષાઓમાં પુસ્તકો લખાયાં છે. લોકો આ પુસ્તકને અતિ ગોપ્ય રાખે છે. એથી હજી તે પ્રેસમાં જોવામાં આવ્યું નથી. મૂળ સંસ્કૃત ગ્રંથ પાટણમાં હોવાની ભાળ મળી છે.

દ્રવ્યાદર્શ. ૨૪૫ ધન્વંતરિગ્રંથ. ૨૪૬ ધન્વંતરિનિઘંટુ. ૨૪૭ ધન્વંતરિવિલાસ. ૨૪૮ ધન્વંતરિ-સારનિધિ-તુલાજીકૃત. ૨૪૯ ધાતુકલ્પ-રુદ્રયામલતંત્રાંતર્ગત. ૨૫૦ ધાતુનિદાન. ૨૫૧ ધાતુમંજરી-સદાશિવકૃત. ૨૫૨ ધાતુમારણ-શાર્ઙ્ગધરકૃત. ૨૫૩ ધાતુરત્નમાલા-દેવદત્તકૃત. ૨૫૪ ધાતુશોધન. ૨૫૫ નક્ષત્રપીડાશાન્તિ. ૨૫૬ નલપાકશાસ્ત્ર. ૨૫૭ નવરત્નધાતુવિવાહ-બલભદ્રકૃત. ૨૫૮ નાગવલ્લી-કલ્પ. ૨૫૯ નાગવ્યાધિનિર્ણય. ૨૬૦ નાગાર્જુનતંત્ર. ૨૬૧ નાગાર્જુનીય. ૨૬૨ નાડીગ્રંથ. ૨૬૩ નાડીજ્ઞાન. ૨૬૪ નાડીજ્ઞાનતરંગિણી. ૨૬૫ નાડીજ્ઞાનદીપિકા. ૨૬૬ નાડીનિદાન. ૨૬૭ નાડીપરીક્ષા-દત્તાત્રેયકૃત, માર્કંડેયકૃત અને રાવણકૃત. ૨૬૮ નાડીપરીક્ષાદિ ચિકિત્સાકથન-રત્નપાણિકૃત. ૨૬૯ નાડીપ્રકરણ. ૨૭૦ નાડીપ્રકાશ-ગોવિંદકૃત, રામરાજકૃત અને શંકર સેનકૃત. ૨૭૧ નાડીવિજ્ઞાન-ગોવિંદરામ સેનકૃત. ૨૭૨ નાડીવિજ્ઞાનીય. ૨૭૩ નાડીશાસ્ત્ર. ૨૭૪ નાડીસમુચ્ચય. ૨૭૫ નાનૌષધપરિચ્છેદ-નારાયણદાસ કવિરાજકૃત. ૨૭૬ નાનૌષધવિધિ. ૨૭૭ નામમાલા-ધન્વંતરિકૃત. ૨૭૮ નામાવલીનિઘંટ. ૨૭૯ નારાયણવિલાસ. ૨૮૦ નિઘંટુ-રાધાકૃષ્ણકૃત. ૨૮૧ નિઘંટ-શિરોમણિ. ૨૮૨ નિઘંટુશેષ. ૨૮૩ નિઘંટુસંગ્રહનિદાન. ૨૮૪ નિઘંટુસાર-અશોકમલ્લકૃત. ૨૮૫ લઘુનિઘંટસાર-કેશવકૃત. ૨૮૬ નેત્રરોગચિકિત્સા. ૨૮૭ નૃસિંહકૃત-માધવનિદાનટીકા. ૨૮૮ પંચ-કર્મવિધિ. ૨૮૯ પંચકર્માધિકાર-વાગ્ભટ્ટકૃત. ૨૯૦ પંચસાયક. ૨૯૧ પંચસાયક-કવિશેખર જ્યોતિરીશ્વરકૃત. ૨૯૨ પથ્યનિદાન. ૨૯૩ પથ્યાપથ્ય-રઘુદેવકૃત. ૨૯૪ પથ્યાપથ્ય નિઘંટુ-કૈયદેવ પંડિત-કૃત. ૨૯૫ પથ્યાપથ્યનિર્ણય. ૨૯૬ પથ્યાપથ્યવિચાર. ૨૯૭ પથ્યાપથ્યવિધાન. ૨૯૮ પથ્યાપથ્ય-વિધિ-દક્ષરૂપકૃત. ૨૯૯ પથ્યાપથ્યવિનિશ્ચય-વિશ્વનાથ સેનકૃત. ૩૦૦ પથ્યાપથ્યવિબોધ-કૈયદેવ-કૃત. ૩૦૧ પરિભાષાપ્રદીપ. ૩૦૨ પરિભાષા-નારાયણદાસકૃત. ૩૦૩ પરિભાષાવૃત્તિપ્રદીપ-ગોવિંદસેનકૃત. ૩૦૪ પાકાદિસંગ્રહ. ૩૦૫ પાકાધ્યાય. ૩૦૬ પાકમાર્તંડ. ૩૦૭ પાકાવલિ. ૩૦૮ પાકાવલિ (બીજી). ૨૦૯ પાકકલ્પ. ૩૧૦ પારાશર સંહિતા. ૩૧૧ પાલાશકલ્પ. ૩૧૨ પૂજ્યપાદ નિઘંટુ. ૩૧૩ પ્રમેહગજકેસરી. ૩૧૪ પ્રયોગચિંતામણિ. ૩૧૫ પ્રયોગામૃત—વૈદ્યચિંતામણિકૃત. ૩૧૬ બાલચિકિત્સા-કલ્યાણભટ્ટકૃત. ૩૧૭ બાલતંત્ર-કલ્યાણકૃત. ૩૧૮ બૃહતીકલ્પ. ૩૧૯ ભાલુકીતંત્ર. ૩૨૦ ભાવપ્રકાશ-ભાવમિશ્રકૃત. ૩૨૧ ભાવપ્રકાશકોશ. ૩૨૨ ભિષક્ચક્રચિત્તોત્સવ-હંસરાજકૃત. ૩૨૩ ભિષક્ચક્રનિદાન. ૩૨૪ ભિષગ્રત્ન. ૩૨૫ ભીમવિનોદ. ૩૨૬ ભૃગુસંહિતા. ૩૨૭ ભેડસંહિતા. ૩૨૮ ભેષજકલ્પ. ૩૨૯ ભેષજકલ્પસારસંગ્રહ. ૩૩૦ ભેષજતર્ક. ૩૩૧ ભેષજ-સર્વસ્વ. ૩૩૨ ભૈષજ્યરત્નાવલિ-વિક્રમકૃત. ૩૩૩ ભૈષજ્યરત્નાવલિ. ૩૩૪ ભૈષજ્યસાર. ૩૩૫ ભૈષજ્ય સારામૃતસંહિતા-પ્રાણનાથકૃત. ૩૩૬ ભોજકૃત વૈદ્યક. ૩૩૭ ભોજનકસ્તૂરી. ૩૩૮ ભોજનકુતૂહલ-રઘુનાથસૂરિકૃત ( ગ્રંથસંખ્યા ૬૦૦૦ ). ૩૩૯ મંડૂક બ્રાહ્મીકલ્પ. ૩૪૦ મન્મિમુકુર. ૩૪૧ મંથાનભૈરવ. ૩૪૨ મદનકામેશ્વર. ૩૪૩ મદનપાલવિનોદ નિઘંટુ ( મદનવિનોદ ). ૩૪૪ મદન-સંજીવની. ૩૪૫ મદનાર્ણવ. ૩૪૬ મધુકોશ ટીકા માધવનિદાન. ૩૪૭ મધુમાલતી. ૩૪૮ મહ્લ-પ્રકાશ-મહ્લદેવ કૃત. ૩૪૯ મહારસાયનવિધિ-મહાદેવકૃત. ૩૫૦ મહાર્ણવ. ૩૫૧ માત્રાપ્રયોગ. ૩૫૨ માધવચિકિત્સા. ૩૫૩ માધવનિદાન. ૩૫૪ મુગ્ધબોધાખ્યા-જ્વરાદિરોગચિકિત્સા. ૩૫૫ મુંડીકલ્પ. ૩૫૬ મુક્તાવલિ-ચક્રપાણિકૃત. ૩૫૭ મૂત્રપરીક્ષા-નખપરીક્ષાસહ. ૩૫૮ મૂલદેવકૃત કામશાસ્ત્ર. ૩૫૯ મૃતવત્સાચિકિત્સા, ૩૬૦ મૃતસંજીવની. ૩૬૧ યંત્રોદ્ધાર. ૩૬૨ યામલતંત્ર. ૩૬૩ યોગચંદ્રિકા-લક્ષ્મણકૃત. ૩૬૪ યોગચન્દ્રિકાવિલાસ. ૩૬૫ યોગચિકિત્સા. ૩૬૬ યોગચિન્તામણિ. ૩૬૭ યોગતરંગિણી-ત્રિમલ્લભટ્ટકૃત અને કેશવકૃત. ૩૬૮ યોગદીપિકા-ધન્વતરિકૃત. ૩૬૯ યોગ-પારિજાત. ૩૭૦ યોગપ્રદીપ. ૩૭૧ યોગમાધવ. ૩૭૨ યોગમાલા-યોગસિદ્ધકૃત. ૩૭૩ યોગમુક્તાવલી-વલ્લભદેવકૃત. ૩૭૪ યોગરત્ન. ૩૭૫ યોગરત્નપ્રદીપ. ૩૭૬ યોગરત્નમાલા-ગુણાકર-કૃત. ૩૭૭ યોગરત્નાકર—કેશવદેવકૃત. ૩૭૮ યોગરત્નાવલિ. ૩૭૯ યોગશતક-વરરુચિકૃત. ૩૮૦ યોગશતક-મદનસિંહકૃત લક્ષ્મીદાસકૃત અને વિદગ્ધવૈકૃત. ૩૮૧ યોગસંગ્રહ-જગન્નાથકૃત. ૩૮૨ યોગસાર-અશ્વિનીકુમારકૃત. ૩૮૩ યોગસારસંગ્રહ-તુલસીદાસકૃત. ૩૮૪ યોગસારસમુચ્ચય-ગણપતિ વ્યાસકૃત. ૩૮૫ યોગસુધાનિધિ-બંદિમિશ્રકૃત. ૩૮૬ યોગાંજન. ૩૮૭ યોગાધિકાર. ૩૮૮ યોગામૃત-ગોપાલદાસકૃત. ૩૮૯ યોનિવ્યાપદ. ૩૯૦ યંત્રાર્ક. ૨૯૧ રતિરહસ્ય (કામશાસ્ત્ર). ૩૯૨ રતિ-

સંગ્રહવ્યાખ્યા. ૩૯૩ રતિસર્વસ્વ. ૩૯૪ રતિસાર. ૩૯૫ રત્નકલાચરિત્ર–લોલિંબરાજ કૃત. ૩૯૬ રત્નદીપિકા. ૩૯૭ રત્નપરીક્ષા. ૩૯૮ રત્નપ્રદીપનિઘંટુ–કાશીરામકૃત. ૩૯૯ રત્નાવલી–કવિચંદરાજકૃત. ૪૦૦ રત્નસારચિંતામણિ. ૪૦૧ રત્નાકર–વૈદ્યરત્નાકરનિઘંટુ. ૪૦૨ રસકંકાલિ–કંકાલિકૃત. ૪૦૩ રસકલ્પલતા–કાશીનાથકૃત. ૪૦૪ રસકષાય–વૈદ્યરાજકૃત. ૪૦૫ રસકૌતુક. ૪૦૬ રસકૌતુકાખ્ય. ૪૦૭ રસકૌમુદી–માધવાકરકૃત. ૪૦૮ રસકૌસ્તુભ રસકલિકા. ૪૦૯ રસગોવિંદ–ગોવિંદકૃત. ૪૧૦ રસચન્દ્રિકા–નીલાંબર પુરોહિતકૃત. ૪૧૧ રસચિંતામણિ. ૪૧૨ રસતત્ત્વસાર. ૪૧૩ રસદર્પણ–ત્રિમલ્લકૃત. ૪૧૪ રસદીપિકા આનંદાનુભવકૃત. ૪૧૫ રસનક્ષત્રમાલિકા. ૪૧૬ રસનિબંધ. ૪૧૭ રસપદ્ધતિ. ૪૧૮ રસપદ્મચંદ્રિકા. ૪૧૯ રસપારિજાત. ૪૨૦ રસપ્રકાશ. ૪૨૧ રસપ્રકાશસુધાકર–યશોધર કૃત. ૪૨૨ રસપ્રદીપ પ્રાણનાથકૃત. ૪૨૩ રસભસ્મવિધિ. ૪૨૪ રસભેષજકલ્ક–સૂર્યપંડિતકૃત. ૪૨૫ રસભોગમુક્તાવલી. ૪૨૬ રસમંગલ. ૪૨૭ રસમંજરી–કાલીનાથકૃત. ૪૨૮ રસમણિ–હરિહરકૃત. ૪૨૯ રસમુક્તાવલિ. ૪૩૦ રસયામલ. ૪૩૧ રસયોગમુક્તાવલી–નરહરિ ભટ્ટકૃત. ૪૩૨ રસરત્ન–શ્રીનાથકૃત. ૪૩૩ રસરત્નપ્રદીપ. ૪૩૪ રસરત્નપ્રદીપિકા. ૪૩૫ રસરત્નમાલા–નિત્યનાથકૃત. ૪૩૬ રસરત્નસમુચ્ચય. ૪૩૭ રસરત્નાકર–નિત્યનાથ સિદ્ધકૃત. (આ ત્રણ પ્રકારના છે.) ૪૩૮ રસરત્નાકર–ચક્રપાણિકૃત અને રેવણસિદ્ધકૃત. ૪૩૯ રસરત્નાવલિ–ગુરુદત્ત સિંહકૃત. ૪૪૦ રસરત્નસમુચ્ચય. ૪૪૧ રસરસાર્ણવ. ૪૪૨ રસરહસ્ય. ૪૪૩ રસરાજ. ૪૪૪ રસરાજ સુંદર. ૪૪૫ રસરાજલક્ષ્મી–રામેશ્વરભટ્ટકૃત. ૪૪૬ રસરાજશંકર. ૪૪૭ રસરાજશિરોમણિ–પરશુરામકૃત. ૪૪૮ રસરાજહંસ. ૪૪૯ રસવિવેક–કામશાસ્ત્ર. ૪૫૦ રસવૈશેષિક. ૪૫૧ રસશોધક. ૪૫૨ રસસંસ્કાર. ૪૫૩ રસસંકેત. ૪૫૪ રસસંકેતકલિકા–ચામુંડકાયસ્થકૃત. ૪૫૫ રસસંગ્રહ. ૪૫૬ રસસંગ્રહસિદ્ધાંત અચ્યુતકૃત. ૪૫૭ રસસાગર. ૪૫૮ રસસાર–ગોવિંદાચાર્યકૃત. ૪૫૯ રસસારસંગ્રહ–ગંગાધર પંડિતકૃત. ૪૬૦ રસસાર–સમુચ્ચય. ૪૬૧ રસસારામૃત–રામસેનકૃત. ૪૬૨ રસસિદ્ધાંતસંગ્રહ. ૪૬૩ રસસિદ્ધાંતસાગર. ૪૬૪ રસસિદ્ધિપ્રકાશ. ૪૬૫ રસસિંધુ. ૨૬૬ રસસુધાકર. ૪૬૭ રસસુધાનિધિ–વ્રજરાજ શુક્લ કૃત. ૪૬૮ રસસુધાંભોનિધિ. ૪૬૯ રસસૂત્રસ્થાન. ૪૭૦ રસહૃદય–ગોવિંદકૃત. ૪૭૧ રસહેમન–કંદાલીય રસહેમન. ૪૭૨ રસાદિશુદ્ધિ. ૪૭૩ રસાધિકાર હરિહરકૃત. ૪૭૪ રસાધ્યાય. ૪૭૫ રસામૃત-જયદેવકૃત અને કેયદેવકૃત. ૪૭૬ રસાબ્ધિ. ૪૭૭ રસાંભોધિ. ૪૭૮ રસાયનતરંગિણી. ૪૭૯ રસાયન-નિદાન. ૪૮૦ રસાયનવિધિ. ૪૮૧ રસાર્ણવ. ૪૮૨ રસાર્ણવકલા. ૪૮૩ રસાલંકાર. ૪૮૪ રસાવતાર. ૪૮૫ રસેંદ્ર. ૪૮૬ રસ કલ્પદ્રુમ–રામકૃષ્ણ ભટ્ટકૃત. ૪૮૭ રસેંદ્રચિંતામણિ–રામચંદ્રકૃત. ૪૮૮ રસેન્દ્રચૂડામણિ–સોમદેવકૃત. ૪૮૯ રસેન્દ્રમંગલ. ૪૯૦ રસેન્દ્રસંહિતા. ૪૯૧ રસેન્દ્રસારસંગ્રહ–ગોપાલકૃષ્ણકૃત. ૪૯૨ રસેશ્વરસિદ્ધાંત. ૪૯૩ રસોપરસ. ૪૯૪ રસોપરસશોધન. ૪૯૫ રાજનિઘંટ–કાશીરાજકૃત. ૪૯૬ રાજનિઘંટ (દ્વિતીય). ૪૯૭ રાજમાર્તંડ ભોજરાજકૃત. ૪૯૮ રાજમૃગાંક–ભોજદેવકૃત. ૪૯૯ રાજવલ્લભ અ૦ પર્યાયરત્નમાલા. ૫૦૦ રાજહંસ. ૫૦૧ રાધાતંત્ર. ૫૦૨ રાવણી ચિકિત્સા. ૫૦૩ રુદંતીકલ્પ. ૫૦૪ રુદ્રતંત્ર. ૫૦૫ રુદ્રદત્ત. ૫૦૬ રુદ્રયામલિય ચિકિત્સા. ૫૦૭ રૂપમંજરી. ૫૦૮ રોગનિર્ણય. ૫૦૯ રોગપ્રદીપ. ૫૧૦ રોગલક્ષણ. ૫૧૧ રોગવિનિશ્ચય–જ્વરનિદાન. ૫૧૨ રોગાન્તકસાર. ૫૧૩ રોગારંભ. ૫૧૪ રોગાવલિ. ૫૧૫ રોલમ્બરાજીય. ૫૧૬ લઘુનિદાન–સુરજિતકૃત. ૫૧૭ લઘુરત્નાકર. ૫૧૮ લંઘનપથ્યનિર્ણય. ૫૧૯ લોલિંબરાજ. ૫૨૦ લોહરત્નાકર. ૫૨૧ લોહશાસ્ત્ર. ૫૨૨ લોહપ્રદીપ. ૫૨૩ વંગસેન. ૫૨૪ વંધ્યાપ્રકરણ. ૫૨૫ વમનકલ્પ (અષ્ટાંગહૃદયાંતર્ગત). ૫૨૬ વસંતરાજચિકિત્સા. ૫૨૭ વાજીકરણ. ૫૨૮ વાજીકરણ કલ્પદ્રુમ. ૫૨૯ વાજીકરણતંત્ર. ૫૩૦ વાજીકરણાધિકાર. ૫૩૧ વાટપવિદણ. ૫૩૨ વાતઘ્નત્વાદિ નિર્ણય. ૫૩૩ વાતનિદાન. ૫૩૪ વાતપ્રમેહચિકિત્સા. ૫૩૫ વાતરોગચિકિત્સા. ૫૩૬ વિચારસુધાકર (અર્શોઘ્નસુધાકર). ૫૩૭ વિજયરક્ષિત. ૫૩૮ વિદ્યાપ્રકાશ ચિકિત્સા–ધન્વંતરિકૃત. ૫૩૯ વિદ્યારત્ન–શિવનંદભટ્ટ ગોસ્વામીકૃત. ૫૪૦ વિમાનકલ્પ–ચક્રપાણિદત્તકૃત. ૫૪૧ વિષતંત્ર. ૫૪૨ વિષમંજરી. ૫૪૩ વિષવૈદ્ય. ૫૪૪ વિષહરચિકિત્સા. ૫૪૫ વિષહરમંત્રૌષધ. ૫૪૬ વીર નરસિંહ. ૫૪૭ વીરસિંહાવલોકન. ૫૪૮ વૃક્ષચિકિત્સારોપણાદિ. ૫૪૯ વૃક્ષદોહદ. ૫૫૦ વૃક્ષાયુર્વેદ. ૫૫૧ વૃત્તરત્નાવલિ–મણિરામકૃત. ૫૫૨ વૃત્તમાણિક્યમાલા–સુષેણકૃત-નિદાન. ૫૫૩ વૃંદમાધવ. ૫૫૪ વૃંદસંગ્રહ. ૫૫૫ વૃંદસિંધુ. ૫૫૬ વૃંદસંહિતા. ૫૫૭ વૃદ્ધવાગ્ભટ

(अष्टांगसंग्रह). ५५८ वृद्धशानक. ५५९ वृद्ध हारीत. ५६० वैद्यकसार. ५६१ वैद्यकदंभ. ५६२ वैद्यकपरिभाषा. ५६३ वैद्यक योगचन्द्रिका. ५६४ वैद्यकरत्नावलि. ५६५ वैद्यकल्पतरु. ५६६ वैद्यकल्पद्रुम. ५६७ वैद्यकशास्त्र वैष्णव. ५६८ वैद्यकसंग्रह. ५६९ वैद्यकसर्वस्व नकुलकृत. ५७० वैद्यकसार. ५७१ वैद्यकसारसंग्रह. ५७२ वैद्यकानंद. ५७३ वैद्यकुतूहल–बंसीधरकृत. ५७४ वैद्यकुलतत्त्व. ५७५ वैद्य कौमुदी. ५७६ ×वैद्यकौस्तुभ. ५७७ वैद्य चन्द्रोदय. ५७८ वैद्यचिकित्सा. ५७९ वैद्यचिंतामणि. ५८० वैद्यजीवन. ५८१ वैद्यतत्त्व. ५८२ वैद्यत्रिंशटीका. ५८३ वैद्यदर्पण–दलपतिकृत अने प्राणनाथकृत. ५८४ वैद्यदर्शन. ५८५ वैद्यत्रयबोधिका. ५८६ वैद्यनिघंटु. ५८७ वैद्यपद्धति. ५८८ वैद्यप्रदीप–उद्धवमिश्रकृत. ५८९ वैद्यबोधसंग्रह–भीमसेनकृत. ५९० वैद्यमन उत्सव–बंसीधरकृत. ५९१ वैद्यभूषणनिघंटु. ५९२ वैद्यमंजरी. ५९३ वैद्यमनोरमा. ५९४ वैद्यमहोदधि–वैद्यराजकृत. ५९५ वैद्यमालिका. ५९६ वैद्ययोग. ५९७ वैद्यरत्न. ५९८ वैद्यरत्नमाला. ५९९ वैद्यरत्नाकरभाष्य. ६०० वैद्यरसरत्न. ६०१ वैद्यरसायन. ६०२ वैद्यरहस्य. ६०३ वैद्यरहस्यपद्धति. ६०४ वैद्यराजतंत्र. ६०५ वैद्यवल्लभ–उदयऋषिकृत, वल्लभकृत अने हस्तिरुचिकृत. ६०६ वैद्यवल्लभ अथवा त्रिंशती किंवा ज्वरत्रिशंती. ६०७ वैद्यवल्लभा. ६०८ वैद्यवाचस्पति. ६०९ वैद्यविनोद–शंकरभट्टकृत. ६१० वैद्यविलास–रघुनाथकृत. ६११ वैद्यवृंद–नारायणकृत. ६१२ वैद्यशास्त्रसारसंग्रह–व्यास गणपतिकृत. ६१३ वैद्यसंक्षिप्त सार–सोमनाथ महामात्रकृत. ६१४ वैद्यसंग्रह. ६१५ वैद्यसर्वस्व. ६१६ वैद्यसार. ६१७ वैद्यसारसंकराख्य. ६१८ वैद्यसारसंग्रह. ६१९ वैद्यसारोद्धार. ६२० वैद्यसूत्रटीका. ६२१ वैद्यहितोपदेश–शिवपंडितकृत. ६२२ वैद्यामृत. ६२३ वैद्यामृतसागर. ६२४ वैद्यामृतलहरी–मथुरानाथकृत. ६२५ वैद्यालंकार. ६२६ वैद्यावतंस–लोलिंबराजकृत. ६२७ व्याधिसिद्धांत. ६२८ व्याख्यर्गल–दामोदरकृत. ६२९ व्रणचिकित्सा. ६३० व्रणमाधव. ६३१ शतश्लोकी–अवधान सरस्वतीकृत, त्रिमल्लकृत अने बोपदेवकृत. ६३२ शरीरलक्षण. ६३३ शरीरविनिश्चयाधिकार–गंगारामदासकृत. ६३४ शरीरस्थानभाष्य. ६३५ शल्यतंत्र. ६३६ शाकनिघंटु–सीताराम शास्त्रीकृत. ६३७ शाबरतंत्र. ६३८ शारीरक–श्रीमुखकृत. ६३९ शारीरवैद्य. ६४० शार्ङ्गधर–संहिता. ६४१ शालिहोत्र–नकुलकृत. ६४२ शालिहोत्रसार. ६४३ शालिहोत्रोन्नय. ६४४ शाल्मलीकल्प. ६४५ शिलाजतुकल्प. ६४६ श्लेष्मज्वरनिदान. ६४७ षड्रसनिघंटु. ६४८ षड्रसरत्नमाला. ६४९ षांढचचिकित्सा. ६५० सन्निपातकलिका–रुद्रनाथकृत, शंभुनाथकृत. ६५१ सन्निपातचन्द्रिका. ६५२ सन्निपातचिकित्सा. ६५३ सन्निपातनाडीलक्षण. ६५४ सन्निपातपट. ६५५ सन्निपातमंजरी. ६५६ सर्वज्वरविपाक. ६५७ सर्वविजयी तंत्र. ६५८ सर्वसंग्रह. ६५९ सहस्राक्ष तथा सर्व सिद्धांत. ६६० सारकौमुदी–राजा हरिश्चंद्रकृत. ६६१ सारसंग्रह. ६६२ सारसंग्रहनिघंटु. ६६३ सारसिंधु. ६६४ सिद्ध मंत्र–केशवकृत निघंट. ६६५ सिद्धमूलिका निघंटु. ६६६ सिद्धयोग. ६६७ सिद्धयोगमाला. ६६८ सिद्धयोगसंग्रह–गणसेनकृत. ६६९ सिद्धसारसंहिता. ६७० सिद्धांतगर्भ. ६७१ सिद्धौषधसंग्रह. ६७२ सिंहनाद. ६७३ सुधासागर. ६७४ सुश्रुतसंहिता (अने टीकाकार–डह्लन जेज्जट, गयदास–भास्कर, माधव, ब्रह्मदेव). ६७५ सुश्रुतसार. ६७६ सुषेण. ६७७ सूतमहोदधि. ६७८ सूतार्णव. ६७९ सूत्रस्थान. ६८० सूदशास्त्र. ६८१ सूपशास्त्र अथवा पाकशास्त्र. ६८२ सौभाग्यचिंतामणि. ६८३ सौभाग्यरत्नालंकारतंत्र. ६८४ स्मरदीपिका–कामशास्त्र. ६८५ स्मरतत्त्वप्रकाशिका–कामशास्त्र. ६८६ स्वप्नपरीक्षा. ६८७ स्वरविधि. ६८८ संदेहभंजनक. ६८९ सन्निपातकलिका. ६९० हंसनिदान अथवा हंसराज निदान. ६९१ हरप्रदीपिका. ६९२ हरितकयादिनिघंट (भावप्रकाशांतर्गत). ६९३ हस्तिवैद्यक–वीरसेनकृत. ६९४ हारीत संहिता. ६९५ हिकमतप्रकाश–महादेव पंडितकृत (आरबी उपरथी भाषांतर करेलुं). ६९६ हिकमतप्रदीप. ६९७ हिक्काधिकार. ६९८ हितोपदेश (वैद्यहितोपदेश). ६९९ हृदयदीपक–बोपदेवकृत कोश. ७०० हृद्रोगप्रतिकार. ७०१ हेमाद्रि–वाग्भट्ट उपर टीका. ७०२ हृदयकृत वैद्यक.

---

× अथवा सद्वैद्य कौस्तुभ के जेनो प्रथम रत्न नामनो भाग श्रीमान पदेजीए राजवैद्यमां छेवटे मूल मात्र छपाव्यो छे. प्रा. डो.

# શારીરિક સુધારામાં હિંદીઓનું જંગલીપણું

આપણો દેશ છેલ્લી સદી કરતાં જો કે હાલમાં સુધારાવધારામાં વીજળીની ઝડપે આગળ વધતો જાય છે તોપણ હાલની ઓલાદ શારીરિક બાંધામાં અને શક્તિમાં વધુ અને વધુ ઉતરતી જાય છે. એની સાબીતી તેઓને લાગુ પડતાં દર્દો અને તેઓમાં ભરજુવાન વયે નીપજતાં મરણો ઉપરથી મળી આવે છે. ગઈ સદીના આપણા બાપદાદાઓ અને હાલની ઓલાદની તંદુરસ્તી વચ્ચે ઘણો મોટો તફાવત જણાય છે. એ માટેનાં કારણો એક નહિ પણ અનેક છે; જેમાં મુખ્ય આર્થિક અને સંસારી સ્થિતિ છે. પણ એ ઉપરાંત જે મુખ્ય સબબ છે તે શારીરશાસ્ત્રના સિદ્ધાંતનું અજ્ઞાન છે. એના સબબે શું ખાવું અને શું ન ખાવું તે તેઓ સમજી શકતા નથી. વીસમી સદીના સુધારાએ આપણી શારીરિક શક્તિ સુધારવાને બદલે ઉલટી બગાડી નાખી છે. સુધારાએ તેમને ફેશનેબલ જીંદગી ગુજારવાનું શીખવવાથી તેઓ ખોટા સુધારાના ભોગ થઈ પડયા છે અને મરણપ્રમાણ–તે પણ જુવાનીમાં મરણ પામવાનું પ્રમાણ–ભયંકર હદે વધી ગયું છે. બીજા શબ્દોમાં કહું તો હાલનો સુધારો હાલની ઓલાદની સુખાકારી માટે મોટા શાપસમાન થઈ પડયો છે.

જ્યાંસુધી આપણા શરીર પ્રત્યેની ફરજમાં સાવચેત થઇશું નહિ ત્યાંસુધી આપણે હિંદીવાનો સુધરેલી પ્રજાની બરોબરીમાં કદી પણ ઉતરી શકવાના નથી. અમેરિકા, ઇંગ્લંડ અને જર્મનીની દરેક સુધરેલી પ્રજા જે પહેલી ફરજ બજાવે છે તે પોતાની કોમની શારીરિક સુખાકારીમાં ચાલુ અને ચાલુ સુધારોવધારો કરવાની છે. તેમનો મુદ્રાલેખ પહેલી તંદુરસ્તી અને તે પછી બીજા બધાનો બનેલો છે. એવીજ રીતે જ્યાંસુધી હિંદીવાનો તરફથી કામ લેવામાં આવશે નહિ ત્યાંસુધી હિંદીવાનો શારીરિક સુધારાવધારામાં જંગલી પ્રજાઓથી પણ પછાતજ રહેવાના. તેઓ તંદુરસ્તીની કદર ત્યારેજ કરે છે, કે જ્યારે તેઓ ભયંકર બિમારીઓથી પટકાઈ બિછાને પડે છે.

આપણા હિંદીવાનોની મુખ્ય ખામી કુદરતી કાયદાકાનુનો અને શારીરિક શાસ્ત્રના સિદ્ધાંતનું કેવળ અજ્ઞાનપણું છે. કેટલા હિંદીવાનો પોતાની તંદુરસ્તી કેમ જાળવવી તેથી જાણીતા છે? હું કહું છું કે, બહુજ થોડા. પોતાની હોજરીને કયો ખોરાક રૂચતો થઈ પડે છે, અને કયો ખોરાક બીનઅનુસરતો થઇ પડે છે, તે જાણવાની દરકાર કેટલા હિંદીવાનોને હોય છે? હું ફરીથી કહું છું કે બહુજ થોડા. કેમકે હિંદીવાનોનો સર્વથી મોટો ભાગ એમજ માને છે કે, આ સઘળા જ્ઞાનની જરૂર તબીબો માટે હોય છે. પણ દરેકની ફરજ શારીરિક શાસ્ત્રના સિદ્ધાંતો જાણવાની છે. કેમકે એવા જ્ઞાનવગર માણસને માણસજ ગણી શકાય નહિ.

કોઇ પણ જાતનું દર્દ કે બિમારી થવી એ બીજું કંઇ નહિ પણ આપણી પોતાની બેદરકારી અને ભૂલનું પરિણામ છે. દર્દ કે બિમારી કુદરતના શારીરિક નિયમો તોડવાની એક પ્રકારની સજા છે. કુદરતના શારીરિક નિયમોને માન આપવામાં આવે તો ઇન્સાન અકસ્માતને બાદ કરતાં કદી પણ બિમારી કે દર્દનો ભોગ થઇ પડે નહિ. જેઓ કુદરતના નિયમને માન આપતા નથી, તેઓ કુદરતની સજાને લાયક બને છે. કુદરતના કાયદાઓનું અજ્ઞાન હોવું એ કાંઇ વાજબી બહાનું કહી શકાય નહિ. કુદરત તેઓ ઉપરજ હસે છે, કે જેઓ તેના કાયદાઓને માન આપે છે.

અસલના વખતમાં આપણા બાપદાદાઓ એજ કારણથી હૃષ્ટપુષ્ટ અને તંદુરસ્તી ભોગવતા હતા કે તેઓ કુદરતના કાયદાઓને જાણીને કે અજાણપણે પણ માન આપીને પોતાની જીંદગી ગુજારતા હતા. તેઓની ગામડાંની જીંદગી આશીર્વાદભરી હતી. તેઓ તાજી હવામાં રહેતા અને સ્વચ્છ પાણી પીતા. તેઓનો ખોરાક મુખ્ય ભાગે કુદરતી અને નિયમિત રહેતો; તેઓનો ખોરાક ફેશન, દેખાદેખી યા તવંગરીનો તોર બતાવનારો હતો નહિ. ગમે તેવાં કામ કે જંજાળને તેઓ જમણ લેતી વખતે બાજુએ મૂકતા અને ચાવી ચાવીને ખાતા; પણ તે વખત આજે રહ્યો નથી. કેમકે હિંદીવાનો પોતાના બાપદાદાની એ શુભ રીતિને બાજુએ ફેંકી દઇ પાશ્ચિમાત્યના સુધારાઓને શરણ થયા છે. પશ્ચિમની રૂઢિઓ જે હિંદીવાનો અને તેમના શારીરિક બાંધાને બીનઅનુસરતી છે તે તેમને ભારે નુકસાનકારક થઇ પડી છે. × × × ×

# શક્તિનો કુદરતી ખજાનો

મનુષ્યના જીવનનો આધાર ત્રણ વસ્તુઓ ઉપર છેઃ–પવન, પાણી અને અન્ન, એ ત્રણ વસ્તુઓમાં તેના પ્રાણ રહેલા છે. આ વસ્તુઓમાંથી જીવનશક્તિ મેળવીને મનુષ્ય બળવાન અને નીરોગી થઇ શકે છે; પરંતુ દિલગીરીની વાત એ છે કે, આ શક્તિને પ્રાપ્ત કરવાની યથાર્થ વિધિનું જ્ઞાન બહુ ઓછા માણસોને હોય છે. આજકાલના વૈદ્ય અને ડૉક્ટરો રોગીઓને હરતાં ફરતાં ઔષધાલયો બનાવવાનોજ પ્રયત્ન કરે છે; પરંતુ કુદરતના અનંત ભંડારમાંથી બળ અને આરોગ્ય પ્રાપ્ત કરવાની વિધિ તેમને નથી બતાવતા. લાહોર મૅડિકલ કૉલેજના પ્રિન્સિપાલ ડૉક્ટર સદરલૅંડ કહે છે કે, બળવાન થવાને માટે દવાઓનું સેવન કરવું એ એક ભારે ભૂલ છે. કેમકે શક્તિ તો ભોજનાલયમાંથી મળે છે, નહિ કે દવાવાળાની દુકાનેથી.

જ્યારે મનુષ્ય કુદરતના ખોળામાં ખેલતો હતો અને જ્યારે તેનું જીવન આટલું બધું જટિલ અને અસ્વાભાવિક ન હતું ત્યારે તે કુદરતનાં રહસ્યો આજના કરતાં વિશેષ સમજતો હતો. તે દવાઓ ઉપર આધાર નહિ રાખતાં કુદરતમાંથીજ શક્તિ મેળવવા પ્રયત્ન કરતો હતો. પ્રાણાયામ, જળચિકિત્સા, દુગ્ધચિકિત્સા, ઉપવાસચિકિત્સા અને સૂર્યચિકિત્સા વગેરે બાબતો તેજ યુગની શોધખોળ છે. પવન, પાણી અને અન્ન, એ પરમેશ્વરની અનંત શક્તિના ભંડાર છે. તેમાં કોઇ પણ પ્રકારનો બગાડ થતાં જગતમાં ભારે ઉપદ્રવ જાગે છે તેથીજ એ ત્રણેની પવિત્રતા ઉપર ભાર મૂકવામાં આવે છે. પ્રાચીન ગુરુઓ પોતાના શિષ્યોને કુદરતના અનંત ભંડારમાંથી શક્તિ પ્રાપ્ત કરવાની વિધિઓનું જ્ઞાન આપ્યા કરતા હતા તેથી અને તે વખતે દવા–દારૂ ઉપર આટલું જોર દેવાતું નહિ તેથી લોકોનું સ્વાસ્થ્ય પણ વર્તમાન સમય કરતાં કેટલુંય વધારે સારૂં હતું.

પ્રથમ આપણે પવનને લઇએ. પાણી અને અન્ન વિના તો માણસ થોડી વાર પણ જીવી શકે છે, પરંતુ પવન વિના તો તે ક્ષણવાર પણ જીવી શકતો નથી. ભૌતિક વિજ્ઞાન કહે છે કે, પવન એ બે જાતના વાયુઓ–ઑક્સિજન અને નાઇટ્રોજન—નું રાસાયનિક મિશ્રણ છે. ઑક્સિજન આપણા શરીરમાં દાખલ થઇને મળની શુદ્ધિ કરે છે. એજ જીવનનો આધાર છે; પરંતુ એટલેથીજ કંઇ પતતું નથી. પવનમાં ઉપલા બે વાયુઓ ઉપરાંત પણ કોઇએક એવી ચીજ છે કે જેને ભૌતિક વિજ્ઞાન જોઈ શકતું નથી અને જેનો રાસાયનિક પૃથક્કરણ દ્વારા પત્તોજ લાગતો નથી. એ અગમ્ય અને અગોચર ચીજ ઉપરજ પ્રાણીઓના જીવનનો આધાર છે. અમારૂં આ કથન નિરાધાર નથી. પવનમાં ઓકિસજન અને નાઇટ્રોજન જે પ્રમાણમાં ભળેલા છે તેટલાજ પ્રમાણમાં તેમને મેળવીને કૃત્રિમ રીતે પવન તૈયાર કરવામાં આવે અને તેમાં દેડકું, ઉંદર કે બીજા કોઇ પણ પ્રાણીને રાખવામાં આવે તો તે તરતજ મરી જાય છે. આથી સ્પષ્ટ થાય છે કે, કુદરતી વાયુમાં કોઇએક એવી અગોચર વસ્તુ છે કે જેના ઉપર જીવનનો આધાર છે. જો તેમ ન હોત તો કૃત્રિમ વાયુમાં પણ નૈસર્ગિક વાયુ પેઠેજ પ્રાણીઓ જીવી શકત.

આ સમસ્ત વાયુમંડળ એ જીવનશક્તિથી ભરપૂર છે. તેમાંથી પોતાને માટે આ શક્તિને ગ્રહણ કરવાનો એકજ ઉપાય છે અને તે એ કે, બની શકે તેટલા વધારેમાં વધારે પ્રમાણમાં ખુલ્લા શુદ્ધ વાયુને આપણા શરીરમાં દાખલ કરવો. તેને માટે પ્રાણાયામની આવશ્યકતા છે. પ્રાણાયામને નામે અમે કોઇ લાંબી ચોડી ગુંચવણભરી ક્રિયા દર્શાવવા નથી ઇચ્છતા. તેની એક સરળ વિધિ નીચે પ્રમાણે છેઃ—

કોઈ ખુલ્લા સ્થાનમાં–જ્યાંની હવા તદ્દન શુદ્ધ હોય–જ્યાં ધૂળ, ધૂમાડો અને દુર્ગંધ જરા પણ ન હોય ત્યાં સવાર–સાંજ જઇને ટટ્ટાર સીધા ઉભા રહો. આ વખતે તમારૂં પેટ ભરેલું ન હોવું જોઇએ. બન્ને હાથ બન્ને બાજુ કમ્મર ઉપર, અંગુઠા પીઠ તરફ અને ચારે આંગળાં પેટ તરફ રાખો. માથું અને કરોડરજ્જુ સમરેખામાં, ખભા પાછલી તરફ ખસેલા અને છાતી આગલી તરફ ખેંચેલી હોવી જોઇએ. હવે મોં બંધ કરીને નાક વડે ધીમે ધીમે ઉંડા શ્વાસ લઇ શુદ્ધ વાયુ વડે ફેફસાંને

ભરો અને તે એટલે સુધી કે પાંસળીઓ બહારની બાજુએ ફૂલેલી દેખાઇ આવે અને છાતીનો ઉપલો ભાગ તેમજ ખભાની નીચેનો ભાગ પણ બરાબર ફૂલે. હવે જેટલી વાર સુગમતાપૂર્વક રોકી શકાય તેટલી વાર શ્વાસને અંદરજ રોકી રાખો. ત્યારપછી જે પ્રમાણે ધીમે ધીમે શ્વાસ ભર્યો હતો તેજ પ્રમાણે ધીરે ધીરે તેને બહાર કાઢો. બહુ વાર સુધી શ્વાસને અંદર રોકવાનો પ્રયત્ન કરવો યોગ્ય નથી. શ્વાસ બરાબર બહાર નીકળી ગયા પછી તેને શક્તિ પ્રમાણે બહારજ રોકો. પછી પહેલાંની પેઠે ધીરે ધીરે અંદર દાખલ કરીને ફેફસાંને ભરો. આ અભ્યાસ ત્રણ વારથી શરૂ કરીને બહુ ધીમે ધીમે વધારવો જોઇએ. બહુ ઉતાવળ કરવાથી નુકસાન થવાનો ભય છે. અંદર શ્વાસ ભરતી વખતે તમારા મનમાં એવી ધારણા હોવી જોઇએ કે હું મારામાં જીવનશક્તિ ભરી રહ્યો છું. મારા સૌ રોગ દૂર થઇને મારામાં નવજીવનનો સંચાર થઇ રહ્યો છે. આ ભાવનાનો સ્વાસ્થ્ય ઉપર બહુ ઉત્તમ પ્રભાવ પડે છે.

મનુષ્યના શરીરમાં શક્તિનાં કેટલાંય કેન્દ્ર છે અને તે નાડીઓનાં ચક્ર છે. તેમને જાગ્રત કરવાથી શરીરમાં શક્તિનો સંચાર થાય છે. આમાંના એક કેન્દ્રનું નામ મણિપુરચક્ર છે. તે છાતીને પેટથી જુદી પાડનારા પડદા(ડાયાફ્રામ)ની નીચે–જ્યાં છાતીની પાંસળીઓ જમણી અને ડાબી બાજુએ એકબીજાથી જુદી પડે છે ત્યાં–છે. ઉપરોક્ત વિધિ પ્રમાણે પ્રાણાયામ–ઉંડા શ્વાસ લેવાનો અભ્યાસ–કરતી વખતે આ ચક્ર ઉપર માનસિક દબાણ કરવાથી અને પેટને ગતિમાન કરીને ચક્રને હલાવવાથી તે ઉત્તેજિત થાય છે. આ ચક્રને જાગ્રત કરવા માટે કેટલોક સમય અભ્યાસ કરવાની જરૂર છે.

આજ જાતનું એક બીજું ચક્ર ગુદાના મૂળમાં છે. કરોડરજ્જુનું હાડકું નીચેની તરફ જ્યાં પૂરું થાય છે ત્યાં એક નાનો ખાડો છે. તેમાં કરોડરજ્જુની નાનીશી નસ બહારની બાજુએ નીકળેલી છે. કેટલાક લોકો તેને મનુષ્યના પૂછડાનો અવશેષ પણ માને છે. બસ, ત્યાંજ આ ચક્ર આવેલું છે. આ ચક્રને જાગ્રત કરવાની વિધિ એ છે કે, ઉભા રહીને અથવા બેસીને પહેલાં કહેવાયલી વિધિ પ્રમાણે પ્રાણાયામ કરવા અને સાથે સાથે આ ચક્રને ધીરે ધીરે હાથ વડે દબાવવું. આથી શરીરમાં એક પ્રકારનો સુખકારક અનુભવ અથવા ઝણઝણાટ જેવું થશે. વીર્યરક્ષાને માટે આ અભ્યાસ બહુ ફાયદાકારક છે.

ત્રીજું નાડીચક્ર ગરદનના મૂળમાં છે. જ્યાં માથાને ગર્દન સાથે મેળાપ થાય છે ત્યાં એક નાનકડા કૂવા જેવું છે. તેમાંજ આ ચક્ર આવેલું છે. પલાંઠી વાળીને બેસો અને માથાની ખોપરી તથા મેરુદંડને સમરેખામાં રાખો. માથું આગળ ઝૂકતું અને ગરદન પાછળ નીકળેલી ના જોઇએ. પછી ઉંડા શ્વાસ લેવાનો અભ્યાસ કરો. આ ક્રિયા કરતાં કરતાં તમારી બંને હથેળીઓને ચક્રના સ્થાને રાખીને સહેજ દબાવો. આપને એક ખાસ પ્રકારના સુખનો અનુભવ થશે. મગજનો બધોય થાક ઉતરી જશે. મગજનું કાર્ય કરનારાઓને માટે આ અભ્યાસ બહુ ફાયદાકારક જણાશે.

મનુષ્યનું શરીર એક પ્રકારની વીજળીની બૅટરી જેવું છે. માથાની ખોપરી એ તેનો ધનાત્મક ધ્રુવ (પોઝિટિવ પોલ) અને પગનાં તળિયાં ઋણાત્મક ધ્રુવ (નેગેટિવ પોલ) છે. ખોપરીમાંથી ઉપસી આવેલ શિખાસ્થાન દ્વારા આપણું શરીર વાયુમંડળમાંથી જીવનશક્તિ ગ્રહણ કરે છે અને પગનાં તળીઆંને રસ્તે તેના મેલને બહાર કાઢે છે. આજ કારણથી પગનાં તળીઆંમાં મુડદાલ માંસજ હોય છે. આથી પગને હમેશાં ધોઇને સાફ રાખવા જોઇએ, કે જેથી મેલ નીકળવામાં કંઈ અટકાવ થાય નહિ. ખોપરીને પણ આંગળીઓનાં ટેરવાં વડે ધીમે ધીમે મસળવી જોઈએ. આથી કરીને માથામાં એકઠો થયેલો મેલ દૂર થઇને શક્તિને અંદર ગ્રહણ કરવાનો રસ્તો ખુલ્લો થઈ જાય છે.

જીવનશક્તિનો બીજો ભંડાર શુદ્ધ જળ છે. હાઇડ્રોજન અને ઑક્સિજનને વીજળી દ્વારા એકત્ર કરીને જે પાણી પ્રયોગશાળામાં બનાવવામાં આવે છે, તેમાં આ નૈસર્ગિક શક્તિ નથી હોતી અને સ્વાદ પણ એટલો નથી હોતો. માછલાં વગેરે જીવજંતુઓ પણ તેમાં જીવી શકતાં નથી. નદી કે કૂવાના જળને કેટલીક વાર શીશીમાં ભરીને સીલબંધ રાખી મૂકવાથી તે પાણી

પણ સત્વવિનાનું થઈ જાય છે. તેનામાં જીવનશક્તિજ રહેતી નથી; પણ જો એ નિઃસત્વ થયેલા પાણીને એક પ્યાલામાંથી બીજા પ્યાલામાં પંદર વીસ વાર હેરફેર કરવામાં આવે છે તો તેનામાં ફરીથી જીવનશક્તિ દાખલ થાય છે. અને તે પાછું જેવું ને તેવું સ્વાદિષ્ટ બની જાય છે.

જળમાંથી શક્તિ ખેંચવાની વિધિ આ પ્રમાણે છેઃ–દિવસમાં કેટલીયે વાર થોડું થોડું તાજું અને સ્વચ્છ પાણી પીઓ. આખો પ્યાલો એકેસપાટે ગટગટાવી જવાથી કંઇજ લાભ નથી. જેમ ગરમ દૂધ ઘુંટડે ઘુંટડે પીયે છીએ, તેજ પ્રમાણે પાણી પણ ઘુંટડે ઘુંટડે પીવું જોઈએ; અને તોજ પાણીની જીવનશક્તિ શરીરમાં દાખલ થઇ શકશે.

ત્રીજો શક્તિનો ખજાનો એ અન્ન છે. શાસ્ત્રોમાં પણ અન્નને પ્રાણ કહેલ છે. પવિત્ર અન્નથી મન પવિત્ર બને છે; તેથી અન્નશુદ્ધિ× બહુજ જરૂરની બાબત છે. પરંતુ સામાન્ય લોકોની ભોજનપદ્ધતિથી અન્નની પૂરેપૂરી શક્તિ ખેંચી શકાતી નથી અને તેથી કરીને અધુરો લાભ થાય છે. ભોજનમાંથી શક્તિ પ્રાપ્ત કરવાની રીત એ છે કે, ભોજનને ખૂબ ચાવવું જોઇએ અને તે એટલે સુધી કે એથી વધારે ચાવી શકાયજ નહિ. આ પ્રમાણે ચાવીને ખવાયલો સાધારણ ખોરાક જેટલી શક્તિ આપે છે, તેટલી શક્તિ કિંમતી અને સ્વાદિષ્ટ ખોરાક બરાબર ચાવ્યા વિના લેવાથી પ્રાપ્ત થતી નથી. જમતી વખતે તેમજ પાણી પીતી વખતે મનમાં એવી ધારણા રાખવી જોઇએ કે તેમાંથી જીવનશક્તિ ખેંચીને આપણી અંદર ભરી રહ્યા છીએ.

અમને આશા છે કે, વાંચનાર ઉપલી બાબતોને નજીવી નહિ ગણી કાઢતાં તે પ્રમાણે વર્તન કરશે અને તેના સાચાજૂઠાપણા સંબંધી જાતિઅનુભવથી ખાત્રી કરશે.

('માધુરી'માંના શ્રી. સંતરામજીના લેખનો અનુવાદ.)

# દાંત વિષે એક અદ્ભુત વાત

અમેરિકાના એક ડૉક્ટરે અનુભવ કર્યો છે કે, જો માણસના દાંત ખૂબ સ્વચ્છ રહે તો તેને કોઇ પણ પ્રકારનો રોગ થતો નથી. એજ પ્રમાણે જો એક રોગીના દાંત કોઇ પણ પ્રકારે ખૂબ ચોખ્ખા કરવામાં આવે તો તેના બધા રોગ દાંત સ્વચ્છ કરવાથીજ નાબુદ થઇ જશે, અને તે રોગી સાજો થઇ જશે. આ વિચારો માત્ર પુસ્તકમાંનાજ નથી, પરંતુ ડૉક્ટર સાહેબે તેજ પ્રમાણે ફ્રાન્સના ઘાયલ સૈનિકોની ચિકિત્સા પણ કરી છે. તેઓ દરદીઓના દાંત ખૂબ સાફ કરે છે અને ભાગ્યા તૂટ્યા દાંતમાં પણ સુધારો કરી દે છે. આશ્ચર્યની વાત તો એ છે કે, બીજા ડૉક્ટરોના હાથ નીચેના દર્દીઓ કરતાં આ ડૉક્ટર સાહેબના દર્દીઓ ૯–૧૦ દિવસ પહેલાં સાજા બની જાય છે. અસ્તુ. પરંતુ ડૉક્ટર સાહેબે પોતાની અનુભવેલી વિદ્યાને પ્રત્યક્ષ સિદ્ધ કરીને લોકોને દર્શાવી આપ્યું છે કે, એ કેવળ કપોલકલ્પના નથી, પરંતુ યથાર્થ અને સત્ય વાત છે. ડૉક્ટર સાહેબની એ વિષે યુરોપમાં ઘણીજ પ્રશંસા થઇ છે અને લોકો હવે તેમની ચિકિત્સા પસંદ કરે છે.

ઉપરોક્ત શોધખોળ ઉપર શાળાઓના વિદ્યાર્થીઓ તથા સૌ કોઇએ ધ્યાન આપવું જોઇએ. ઘણા ખરા તો દાતણ કરવુંજ બીનજરૂરી માને છે; અને જો કરે છે તો સહેજસાજ કરીને ફેંકી દે છે. ખરી રીતે તો લીમડો કે બાવળનું દાતણ ચાવીને દાંતને ખૂબ ઘસી સાફ કરવા જોઇએ.

× ઠીકજ કહ્યું છે કે आहारशुद्धौ सत्वशुद्धिः ।

# સાદા આહારવિહારથી સર્વ દર્દો દફનાવવાની રીત

ત્રીસ કરતાંએ વધારે વર્ષથી બર્નાર મેકફેડન વૈદ્યકીય ધંધાવાળાઓનો પાકો દુશ્મન થઇ પડયો છે. તેનું નામ લેતાં કોઇ ડૉકટરના મગજમાં કંપારી છૂટવા માંડે છે. તેના તરફ આ ડૉકટરોનો સખત તિરસ્કાર હતો. કારણુ ફક્ત એટલુંજ હતું કે, મેકફેડન કુદરતી ઉપાયોથી દરદીઓને સારાં કરવા માગતો હતો. બચપણમાં પોતે એક માંદલો છોકરો હતો. અઢાર વર્ષની ઉંમરે તો દર્દે તેને ઘેરી લીધો હતો; પરંતુ કુદરતી ઉપાયો અને ખોરાકથીજ તેણે પોતાની જીંદગી સુધારી હતી અને ત્યારથી તે કુદરતનો ભક્ત બન્યો હતો.

**પ્રચારકાર્ય**—ડૉકટરોને આ પાલવે તેમ ન હતું. તે શીતળાની રસી મુકાવવાની પણ વિરુદ્ધ હતો. આ તો જમાનાની મહાન શોધ ગણાતી. વૈદ્યકીય સારવાર વિના સારા થવાય છે, એમ તે લોકોને સમજાવતો. આથી તો ડૉકટરો બળી મરતા અને કહેતા કે, મેકફેડનના વિચારો છોકરવાદી, મૂર્ખાઇભરેલા અને કેવળ નકામા છે. મેકફેડન એકલા વિચારોથી સંતોષ પામે તેવો ન હતો. સાહિત્યના ક્ષેત્રમાં પણ તેણે ઝંપલાવ્યું હતું; પરંતુ તે પોતાના વિચારોના પ્રચારપૂરતુંજ. પુસ્તકો અને માસિકો દ્વારા તે પોતાનું સ્થાન મજબૂત બનાવતો હતો. ગમે તેટલો વિરોધ છતાં તે તો આગળજ ધપ્યે જતો હતો.

**ડૉકટરો સામે વાંધો નથી**—મેકફેડનને ડૉકટરો સામે કંઇ દ્વેષ નથી. ઉલટું તેમણે માણુસજાત માટે દાખલ કરેલ કેટલાક સુધારા માટે તેને માન છે. કેટલાક ડૉકટરો તો તેના મિત્રો છે; છતાં પણુ તે છેલ્લાં ત્રીસ વર્ષોથી ઔષધની વિરુદ્ધ સતત પ્રવૃત્તિઓ ચલાવી રહેલ છે. આનું કારણુ ફક્ત એટલુંજ છે કે, પદ્ધતિસરનાં ઔષધની સત્તા એક ડૉકટર ઉપર અજબ છે અને તેનાં મૂળ તત્ત્વમાં વ્યાપારી દૃષ્ટિનો સમાવેશ થાય છે. ઉપરાંત કાયદાઓમાં અને રાજદ્વારી ક્ષેત્રોમાં પણુ તે ઘુસેલ છે અને આને લઇનેજ મેકફેડન તેની વિરુદ્ધની પોતાની પ્રવૃત્તિઓનો પ્રચાર કરવા માગે છે.

**ચૂસ્ત હિમાયતી**—સકારણુ અને વાજબી રીતેજ તેણે આ કાર્ય ઉપાડી લીધેલ છે. પોતાના માસિકનો બહોળો ફેલાવો કરવા માટે સણુસણાટીવાળી કોઇ વસ્તુનો ઉપયોગ કરવા તે માગતો નથી. શારીરિક સુધારાનો તે ચુસ્ત હીમાયતી છે. વૈદ્યકીય સુધારાએ લોકોમાંથી જે ખરૂં સત્ય હતું તેનો નાશ કરેલ છે અને તેને બદલે વિચિત્ર દશા ઉત્પન્ન કરેલ છે. આ સ્થિતિ સામાજિક સુધારાઓ અને મનુષ્યજાતિની તંદુરસ્તીની વિરુદ્ધ હોવાથી આ ઝુંબેશ ઉઠાવવાનું તેને કારણુ મળેલ છે. ઘણાએ ડૉકટરોની પ્રથાઓ ખોટી છે અને પોતાની કુદરતી રીતો વધારે સારી છે, એમ મેકફેડન માને છે. વર્ષોના અનુભવ પછી ડૉકટરોને પોતાના મતને મળતા થતા તેણે જોયેલા છે. કુદરતના આ હીમાયતીની માગણીઓના અખતરા થવા જોઇએ, પરંતુ વૈદ્યકીય ધંધા તરફથી આમ કદી થવા પામેલજ નથી.

**ડૉકટરનો રોલ**—ડૉકટરો કોઇ વખત ખરા પડતાં તેઓ મેકફેડનની જાળમાંથી લોકોને મુક્ત કરવા મંડી પડતા. બન્ને બાજુ તરફ જોતાં આ બાબતમાં ખરા–ખોટાનો સવાલ ઉભોજ રહેતો. કોઈ બાજુથી ખરી વસ્તુ બહાર આવતીજ ન હતી. આથી ડૉકટરો તરફથી તેને ઘણુંયે સહન કરવું પડતું. તેના કોઇ પુસ્તક તરફ તેઓ ખુની દૃષ્ટિથી જોતા. મેકફેડન એકાદ વખત જેલજાત્રા કરતાં બચી ગયો હતો અને એકાદ વખત તો બે વર્ષ માટે તે કરી આવ્યો પણુ હતો.

**ડૉકટરોનું સ્થાન**—અમેરિકામાં ડૉકટરો સામે કોઈ વ્યક્તિએ ઝુંબેશ ઉઠાવવી તે એક ખરેખર કઠિન કામ છે. ડૉકટર ને ધર્મગુરુ બન્નેની ત્યાં સરખીજ ગણુના થાય છે. આને લીધે સમાજમાં ડૉકટર બીજાઓથી જુદો પડે છે. તેનું જ્ઞાન અગાધ હોય છે; તેની સમજ સંપૂર્ણ છે; આપણે તેને કંઇ સવાલ કરી શકીએજ નહિ; કારણુ કે આટલી બધી સત્તા તેમના હાથમાં સંભવીજ શકે નહિ. આપણે આપણી તંદુરસ્તી–આપણી જીંદગી પણુ કંઇ પણુ શંકા વિના આપણે તેમના હાથમાં સોંપી દઇએ છીએ. આપણે તો ફક્ત તેમના સામું ડાચું ફાડીને જોઇ રહેવાનુંજ છે; કારણુ કે આપણે એ ધંધાથી અજ્ઞાન છીએ. મેકફેડન આ ભ્રમણાનો નાશ કરવા માગે છે. ડૉકટરો

કંઇ જાણતા નથી તેમ તેને ખાત્રી થાય છે. આને લઇનેજ અમેરિકન મેડીકલ એસોસીએશન તેને ચૂપ કરી દેવા માગે છે.

**આપણી મનોદશા**—માંદા પડતાંજ આપણું મન ડૉકટર તરફ વળે છે. ડૉકટરોમાંથી વિશ્વાસ છોડવા આપણે માગતાજ નથી. મનના સંતોષ અને શાંતિને વાસ્તે ડૉકટરજ છે. આવી નિર્બળ મનોદશાને લઇનેજ આમ બને છે; પરંતુ મેકફેડનના મત પ્રમાણે તમે તમારા શરીરનેજ તક આપો અને તે રોગને આપોઆપ મટાડશે. આટલા માટેજ ડૉકટરો આ માણસને ભયંકર ગણે છે.

**એકજ સિદ્ધાંત**—છેલ્લાં ત્રીસ વર્ષોમાં ડૉકટરોએ ઘણી નવી શોધો કરી જૂનીનું સ્થાન તેમને આપેલ છે; જ્યારે મેકફેડનનો સિદ્ધાંત જેનો તેજ રહેલ છે. તેજ સાબીત કરે છે કે, પોતાના વિચારોમાં તે કેટલો મક્કમ અને આગળ વધેલો છે. બહારની અડચણો દૂર થતાં શરીર જે એક જીવંત વસ્તુ છે તેને પોતાની મેળે પોતાની ગોઠવણ કરી લેવાની શક્તિ છે તેમ મેકફેડન જણાવે છે. શરીરની કુદરતી સ્વતંત્રતામાં આડે આવતી અગવડતાઓ દૂર કરવા માટેનાજ તેના પ્રયાસો છે અને ખોરાકને તેના પાયારૂપ તે ગણે છે.

**ખોરાક અને ઉપવાસ**—ખોરાક અને ઉપવાસ, આ બે વસ્તુઓ ઉપર મેકફેડનની પદ્ધતિની રચના થયેલ છે. વૈદ્યકીય વર્ગે પ્રથમ તો આની અવગણના કરેલી, પરંતુ અત્યારે મહાન વિજ્ઞાનીઓએ અખતરાઓથી સાબીત કર્યું છે કે, ઉપવાસની આવશ્યકતા છે. મેકફેડનના સિદ્ધાંતનો ઠેરઠેર ઉપયોગ થાય છે. ખોરાક વધારે લેવાતાં શરીરની બધી શક્તિઓ તેને પચાવવામાં રોકાઇ જાય છે; માટે જ્યારે ઓછો ખોરાક લેવાય છે ત્યારે આ શક્તિઓને શરીર સુધારવા માટે અવકાશ રહે છે. અત્યારે જે સામાન્ય ટેવ છે તેના કરતાં ઘણા ઓછા ખોરાકની જરૂર છે. ખોરાક શરીરને નુકસાન કરે નહિ તે માટે તે સાદો હોવાની જરૂર વિશેષ છે; અને એટલું તો ચોક્કસ છે કે, થોડું ખાવાથી તેમજ યોગ્ય ખોરાક લેવાથી મંદવાડમાંથી બચી શકાશે અને શરીર અસલ સ્થિતિ પર આવી શકશે. શરીરમાં કાંઇ પણ ગડબડ જણાતાં ઉપવાસ કરો. શરદી પણ ઉપવાસથી મટી જાય છે. પ્રથમ તો આ વિચારોને હાંસીપાત્ર ગણવામાં આવેલ, પરંતુ ૨૪ કલાકના ઉપવાસથી શરદી મટાડી શકાય છે એમ મેકફેડને બતાવી આપેલું છે.

**એક દૃષ્ટાંત**—શિકાગો યુનિવર્સિટીમાં એક માણસે એક જંતુ જેની જીંદગી ફક્ત ૨૪ કલાકનીજ હોય છે તેના ઉપર ઉપવાસનો અખતરો અજમાવેલો. કેટલાંક આવાં જીવડાંઓને તેણે ખોરાકવિના પૂરી રાખ્યાં હતાં અને નવાઇ તો એ હતી કે, આથી આ જીવડાંઓ ૧૫ દિવસ જીવ્યાં ! સાધારણ રીતે ખોરાક લેતાં તેઓ ૨૪ કલાકમાં મરી જતાં—વગરખોરાકે તેઓની જીંદગી ૧૫ દિવસની થઇ. આવીજ રીતે મનુષ્ય જો ખોરાકના સિદ્ધાંત સમજી જાય તો પોતાની જીંદગી બચાવી શકે. મેકફેડન જણાવે છે કે, ઉપવાસમાંજ તેને કાયમની યુવાનીનું રહસ્ય રહેલું જણાયું છે.

**ખોરાકવિના માણસ મરતો નથી**—એકદમ ભૂખમરો વેઠવો તે મૂર્ખાઇભરેલું છે; પરંતુ થોડા વખત પહેલાં જેમ લોકો માનતા કે બે કે ત્રણ દિવસ ખોરાક ન લેવાથી માણસ મરી જાય છે તેવું કંઇ નથી. કેદીઓની હડતાળ ઉપરથી સમજાશે કે, એક મહિનો ખોરાક ન લેવા છતાં એવું ખરાબ પરિણામ થતું નથી. ત્રણ દિવસથી ત્રણ અઠવાડિયાં સુધી ઉપવાસ કરવા તે ટેવાઇ ગયેલા માટે કંઇ વિસાતમાં નથી. બર્નાર મેકફેડનેજ આ સૂચન કરેલ છે એટલુંજ નહિ પરંતુ કેટલાએ વિજ્ઞાનીઓએ આને ટેકો આપેલ છે. શિકાગો યુનિવર્સિટીના કલાસમાં એક અખતરો થયો હતો. છોકરા અને છોકરીઓએ એક અઠવાડિયું ખોરાક લીધો નહિ, છતાં તેઓને પોતાના હમેશના કામકાજમાંથી જરા પણ પાછા હઠવાની જરૂર જણાઇ ન હતી. ઉલટું તેઓ પોતાનું કામ સરસ અને ઉમંગથી કરી શક્યાં હતાં.

**ઉપવાસથી બળ ઘટતું નથી**—મેકફેડનને આમાં કંઇ નવીનજ લાગતું ન હતું. આની શોધખોળના ઇતિહાસનો તેણે એક દાખલો આપેલો છે. જ્યોર્જ હેસ્લર નામનો તેનો એક નોકર એક વાર શિકાગોથી પીટર્સબર્ગ એટલે ૫૦૦ માઇલ બે અઠવાડીઆંમાં પગે ચાલીને આવ્યો હતો. આ બે અઠવાડીઆમાં તેણે પાણી સિવાય કંઇ લીધું ન હતું; છતાં પણ તે મુસાફરી પછી આનંદી,

તંદુરસ્ત અને જેવોને તેવો ખડતલ જણાયો હતો. "ફીઝીકલ કલ્ચર"નામના માસિકમાં થોડા વખત પહેલાં આને માટે કેટલાએ અખતરાઓનાં પરિણામ જણાવવામાં આવ્યાં હતાં. ડૉક્ટરોએ સાબીત કર્યું હતું કે, બે અઠવાડિયાંના ઉપવાસથી એક ૪૦ વરસના માણસના શારીરિક તંતુઓ યુવાન માણસના જેવા થોડા વખતમાંજ બની જાય છે.

**ઉપવાસથી ઘણાં દરદો મટે છે**—મેકફેડને ઉપવાસનો સિદ્ધાંત પ્રચલિત કરવાથીજ ડૉક્ટરો તેની સામે ધુરકી ઉઠયા હતા. તે જણાવે છે કે, દવાથી અસાધ્ય એવાં કેટલાંએ દર્દો ઉપવાસથી મટે છે. અગર તો તે મટાડવામાં ઉપવાસથી સહાનુભૂતિ મળે છે. દમ, ઉધરસ, કબજીઆત, પ્રમેહ, સ્ત્રીઓનાં દર્દો, સંધિવા, હોજરીનાં દર્દો વગેરે કેટલાએ રોગો આથી મટાડી શકાય છે. ડૉક્ટરો આથી રોષે ભરાય તેમાં કંઈ નવાઇ જેવું નથી. બળતામાં ઘી હોમવા જેવું એ થયું કે, મેકફેડને જણાવ્યું કે ઉપવાસથી ગરમી તેમજ કેન્સરના રોગો પણ મટી શકે છે. ઉપવાસ અને દૂધના ખોરાકથી પોતે ઉપલા રોગો દૂર કરેલા છે એમ જણાવતાં તે ડૉક્ટરો ભભૂકી ઉઠે છે. સેંકડો અખતરાઓ પછીજ મેકફેડન પોતાનો સિદ્ધાંત બહાર પાડે છે, જ્યારે ડૉક્ટરોનો તો કેવળ બકવાદજ હોય છે.

**સિદ્ધાંતનું પૃથક્કરણ** ખોરાક બંધ કરતાંજ શારીરિક યંત્રકામ શરીરમાં રહેલ વધારાનાં તત્ત્વોને ખલાસ કરવા માંડશે. વધારાની ચરબી અને જ્યાં રોગ શરીરને પીડે છે તે જગ્યાના ખરાબ પદાર્થને તે હજમ કરી જશે. આથી ઉપવાસમાં દર્દી પાતળો પડવા માંડે ત્યારે એમ નથી સમજવાનું કે તેનું માંસ ઓછું થાય છે; પરંતુ જે દર્દથી તે પીડાતો હોય છે તે દર્દજ ઓછું થવા માંડે છે. ઘણું વજન ઓછું થાય ત્યાંસુધી આ પ્રમાણે ચાલે છે. ત્યારબાદ ચોક્કસ રીત પ્રમાણે દૂધનો ખોરાક આપવામાં આવે છે. વૈદકશાસ્ત્રીઓ આને વિજ્ઞાનથી વિરુદ્ધ હોવાનું જાહેર કરે તેથી શું વળવાનું હતું? મેકફેડનના અખતરા ચોક્કસ છે. આ રીતે તેણે ઘણાઓને સારા કરેલ છે.

**દૂધની ઉપયોગિતા**–દૂધની બાબતમાં મેકફેડન ચોક્કસ રીતે જણાવે છે કે, તેની શરીર-સુધારક પદ્ધતિમાં તેનો પણ મુખ્ય હિસ્સો છે. કોઇ પણ વસ્તુ કરતાં દૂધ વધારે ઉપયોગી અને ફાયદાકારક છે. આને તે સંપૂર્ણ ખોરાક જણાવે છે. અંગત તેમજ હજારો દર્દીઓ ઉપર અખતરા કર્યા પછીજ તેણે પોતાનો આ મત પ્રદર્શિત કરેલ છે. રોગ મટાડનાર અને શરીરને સુદૃઢ બનાવનારતરીકે દૂધનું પ્રથમ સ્થાન છે. તે એક પૌષ્ટિક અને જગતભરમાં એક સચોટ દવા છે.

**કસરતની જરૂર**–કસરતની જરૂર તો છેજ એમ તેનું પણ માનવું છે. બધી કસરતોમાં તે ચાલવાની કસરતને મુખ્ય સ્થાન આપે છે. ખોરાક, ઉપવાસ અને કસરત ઉપરાંત સરસ રીતે નાહવાની તેમજ તડકામાં ખુલ્લા શરીરે રહેવાની પદ્ધતિ–આટલી વસ્તુઓ શરીરની સુધારણા માટે મુખ્ય છે. આટલી વસ્તુઓનો સમજપૂર્વક ઉપયોગ થતાં કોઈ પણ રોગ અસાધ્ય રહેતો નથી. પોતાના વાળ ખરી પડવા માંડતાં તે આ કુદરતી પદ્ધતિથી ઉપાય યોજીને વાળ જાળવી શકયો હતો. પ્રૂફના હદ ઉપરાંતના વાચનથી તેની આંખો નબળી પડી હતી; પણ આ ગુમાવેલી શક્તિ તે પાછી મેળવી શકયો હતો. આમાં ડૉક્ટરો તેમજ દવાનો લેશમાત્ર ઉપયોગ કર્યો ન હતો.

**ખરૂં રહસ્ય**–મેકફેડને પોતાની આ કુદરતી પદ્ધતિથી કોઇ પણ વસ્તુનો નીવેડો લાવવાનું બાકી રાખ્યું નથી. દરેક રોગને માટે તે કંઇ ને કંઇ ઉપાય બતાવે છેજ. ખોરાક તૈયાર કરવાની આખી રીત તેણે જણાવેલી છે અને તેને સારો આદર મળ્યો છે. આ બધું છતાં ડૉક્ટર લોકો આ પદ્ધતિથી મેકફેડનના નામને લીધે વિરુદ્ધ હતા. આનું ખરૂં કારણ શું છે તે કહી શકાય તેમ નથી; છતાં એટલું તો સત્ય છે કે, તેમણે મેકફેડનના સિદ્ધાંતો તરફ દુર્લક્ષ કરેલું છે. તેની ચકાસણી કરી જોઇ નથી. કુદરતી પદ્ધતિની અવગણના શામાટે થવી જોઇએ ? એજ મેકફેડનનો વાંધો હતો. આમાં ગમે તેમ હોય. મેકફેડનને આ લોકો તરફથી ઘણુંયે સહન કરવું પડયું હતું; છતાં પણ તેના સતત પ્રયાસ અને અગાધ મહેનતના પરિણામરૂપ જે સરસ અને સાદી તેમજ કુદરતી રોગો મટાડવાની પ્રથા તેણે જનસમાજ સમક્ષ સાદર કરેલ છે, તેનો યથાર્થ ઉપયોગ તેની સાચી કિંમત સમજાવ્યા વિના રહેશે નહિ. (તા. ૮–૨–૧૯૨૯ના દૈનિક "હિંદુસ્થાન"માંથી)

# ઉપવાસનો એક ચમત્કારિક ઉપચાર

### કયો રોગ

"મારી પત્ની ૨૨ વર્ષની છે. બે છોકરાંની માતા છે. તેણે એક અત્યંત રસિક તેમજ સાહસભરેલો ઉપવાસચિકિત્સાનો પ્રયોગ કર્યો છે. હું એને સાહસિક પ્રયોગ કહું છું; પણ એથી કોઈ એમ ન સમજે કે આ પદ્ધતિમાં કંઈ જોખમ રહેલ છે. માત્ર અકુદરતી ખોરાકને લઈને આપણાં શરીરબંધારણ એટલાં નિઃસત્ત્વ થઈ ગયાં છે કે અપવાસને નામેજ આપણે ભડકીએ છીએ."

"છેલ્લાં બે વર્ષથી મારી પત્નીને ઝીણો તાવ આવતો હતો. ૯૯.૫ થી ૧૦૦ ડીગ્રી સુધી પારો ચઢતો હતો. આંતરડાની નબળાઇથી તેને કાયમની કબજિયાત રહેતી. પરિણામે જીભ હમેશ મેલી અને શ્વાસ ગંધાતો હતો. એની મુખ્ય ફરિયાદ, જેથી એ ખૂબ હેરાન થતી તે માસિકધર્મની અનિયમિતતા અને એ વધારે પ્રમાણમાં થતો એ હતી. કેટલીક વાર રક્તસ્રાવ બાર બાર દિવસ સુધી ચાલતો. એની અતિશય શારીરિક નબળાઇ અને લોહીના અભાવે ચહેરાની પીળાશ રહેતી તેનું મુખ્ય કારણ એજ હતું. એનું હૃદય પણ નબળું હતું. જરા પણ શારીરિક શ્રમ થાય, દાદરો ચડે અથવા ઢાળ ચઢવા પડે તો હૃદય ખૂબ ધડકવા લાગે. આ રોગ એને પરંપરાથી મળેલો હતો. એના પિતાનો અંત પણ એજ રોગે આણ્યો હતો. દાંતનાં પેઢાં બેસી ગયાં હતાં, તેમાં થોડું પરૂ થયું હતું અને એ વધવાની ધાસ્તી હતી. લાહોરના ઘણા પ્રખ્યાત દાક્તરોએ એ દરદીને તપાસેલ."

"શરૂઆતમાં ઝીણા તાવનું કારણ 'બેસિલસ કોલાઇ' છે એમ બતાવવામાં આવ્યું. અને એને સારૂ એને દવાઓ અને રસીઓ આપવામાં આવી; પણ રોગ ઘટવાને બદલે વધી ગયો. ભુંગળી અને 'એક્સ રે'થી છાતી તપાસતાં ફેફસાંમાં કંઇક બિગાડ જણાયો અને ક્ષયરોગના પ્રારંભની શંકા પડી. જમણી બાજુના ફેફસાના ઉપલા ભાગમાં પ્રવાહી પદાર્થનો પ્રવેશ જણાયો. ડાબા ભાગમાં વાળને ઘસતાં જેવો કરકરાટ થાય છે એવો અવાજ શ્વાસ લેતાં ફેફસાંમાંથી આવતો. ડાબી બાજુના આગલા ભાગમાં અવાજ ખોખરો સંભળાતો અને 'એક્સ રે'ની છબીમાં કેટલીયે છાયાઓ હતી, જેથી દાક્તરોને ચિંતા થવા લાગી અને તેમણે તેને ઠાંસી ઠાંસીને ખવરાવવાનું શરૂ કરાવ્યું. ક્ષયરોગનાં મૂળ એના કુટુંબમાં હતાં, અને એની બે બહેનો આ રોગમાં ગુજરી ગઈ હતી એટલે દાક્તરોની ચિંતા વળી વધી. હું ચોંકયો. સ્થિતિની વિષમતાનું મને પહેલી વાર ભાન થયું અને આધુનિક રોગચિકિત્સાની વિશિષ્ટ પદ્ધતિના અભ્યાસ પાછળ મંડી પડયો."

### પ્રારંભિક ક્રિયાઓ

"સૌથી પહેલાં તો આધુનિક શાસ્ત્રીય ગણાતી ઉટવૈદક પદ્ધતિઓનો એકસાથે ત્યાગ કર્યો અને ખોરાકસુધારાના અને પાણીના ઉપચાર શરૂ કર્યા; પણ કેટલાક અનિવાર્ય કૌટુંબિક પ્રસંગોને લીધે એમાં જોઈતી નિયમિતતા અને ચોકસાઇ ન રાખી શકાયાં. છતાં આ કુદરતી ઉપચારથી દેખીતો ફાયદો જણાયો. કેટલાક અશાન્તિજનક બનાવો એના કુટુંબમાં બની રહ્યા હતા. એક પ્રિય સંબંધીના મંદવાડથી થયેલા ઉત્પાતને કારણે તે તદ્દન સાજી ન થઇ શકી. પણ આ વિષે વધારે વિગતો હું અહીં નહિ આપું; કારણ કે કુદરતી ઉપચાર મારા આ લેખનો વિષય નથી. એટલું અહીં કહેવું બસ થશે કે, કાચું દૂધ, થુલાવાળા લોટની રોટલી, કાચી શાકભાજી, કુદરતી ક્ષારો અને જીવનતત્ત્વ ઠીક ઠીક પ્રમાણમાં મળે એવાં ફળો લેવાથી એના દાંતના પરૂમાં આશ્ચર્યજનક સુધારો થયો. તે દરમિયાન હું ડીવી, રાબાગ્લીએટી, કેરિંગ્ટન, મેકફેડન, પ્યુરિન્ટન અને એરેટ ઇત્યાદિના પ્રયોગો અને શોધોનો ઉંડો અભ્યાસ કરી રહ્યો હતો. આ બધા ઉપવાસચિકિત્સાના પ્રખ્યાત પંડિતો છે અને વર્ષોના અભ્યાસ અને પ્રયોગો પછી તેઓ માનતા થયા છે કે, વિવેકપૂર્ણ અને મર્યાદિત અપવાસ—જેથી શરીર ક્ષીણ થવા છતાં ભૂખમરાને લઇને ક્ષય ન થાય—બધા પ્રકારના શારીરિક ક્રિયાઓના બગાડથી ઉત્પન્ન થયેલા રોગોને મૂળથી મટાડવાનો કુદરતી રાજમાર્ગ છે. મારા અભ્યાસથી ઉપવાસચિકિત્સાની અસર વિષે સિદ્ધાંતરૂપે તો મને ખાત્રી થઈ અને મારી

પત્ની ઉપર એવો પ્રયોગ કરવાનો મેં નિશ્ચય કર્યો. પણ પહેલાં મારી પત્ની ઉપરના પ્રયોગદરમિયાન કાંઈ અણધાર્યો બનાવ બની આવે તો તેને પહોંચી શકાય એ ઇરાદાથી ઊંડાણથી ઉપવાસનું રહસ્ય સમજી લેવા સારૂ જાતે અનુભવ લેવા ધાર્યું. આ હેતુથી મેં એક અઠવાડિયાના ઉપવાસ કર્યા; અને એથી રોગનું તથા એના ઉપાયનું ખરૂં સ્વરૂપ મારી આંખ આગળ ખડું થયું. મારી પત્નીની હિંમત પણ આથી વધી અને તે ઘણી સૂકાયેલી હોવા છતાં તેણે ઉપવાસની વિષમ દેખાતી પરીક્ષામાંથી પસાર થવા કબૂલ કર્યું."

## ૧૮ દિવસના ઉપવાસ

"છેવટે બીજી ઑક્ટોબર ૧૯૨૮ માં રમણીય કાશ્મીરની રાજધાની શ્રીનગરમાં આશામાં અને ચિંતામાં મારી પત્નીએ લાંબા અપવાસ આદર્યા. મેં પ્રભુ આગળ પ્રાર્થના કરી કે, મારી પત્નીને પ્રેમાળુ કુદરતની અમોઘ શક્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા આપો. અપવાસ શરૂ કર્યા પહેલાં એનું વજન ૯૪ રતલ હતું. ઊંડી દૃષ્ટિએ જોતાં બધા શારીરિક વ્યાધિઓનો અર્થ એજ છે કે, શરીર ખોરાકના વ્યભિચારથી એકઠા થયેલા વિકારોત્પાદક દ્રવ્યોને બહાર કાઢવાનો પ્રયત્ન કરી રહેલ છે, એટલે આ શારીરિક શુદ્ધિની ક્રિયાને મદદ આપવી જોઈએ, એ સ્પષ્ટ લાગે છે. આવી સ્થિતિમાં ખોરાક લેવો એ આ ક્રિયાને બાધક નીવડે છે. પણ અપવાસ કરીએ છીએ ત્યારે શરીરની કુદરતી ક્રિયાઓમાં વિઘ્ન નાખનારાં રોગજનક દ્રવ્યોને બહાર કાઢવાને સારૂ આપણા લોહીને અવકાશ મળે છે. એક વાર આપણે આ વસ્તુ સમજી લઇએ તો અપવાસની શરૂઆતમાં થોડા દિવસ શરીરશુદ્ધિની આ તીવ્ર ક્રિયાને લીધે તબિયતમાં વધારે બગાડ લાગે ત્યારે એમાં આશ્ચર્ય નહિ લાગે. મારી પત્નીને કોઈ વિશેષ પીડા ન થઇ. કારણ કે પાણીના અને ખોરાકવિષેના ફેરફારના પ્રાથમિક ઉપચારોથી ઘણાંક વિકારજનક દ્રવ્યો શરીરમાંથી નીકળી ચૂક્યાં હતાં. આ લાંબા ઉપવાસ દરમિયાન મારી પત્નીએ આશ્ચર્ય ઉપજાવે એવી દૃઢતા બતાવી અને તમામ વખત હરતી ફરતી રહી અને થોડીઘણી કસરત પણ લેતી રહી. અપવાસના પહેલા ત્રણ દિવસમાં માણસ વાઘના જેવી અસહ્ય ભૂખ અનુભવે છે. તેના પણ ત્રણ દિવસ આકરા ગયા. પણ તેણે ખૂબ હિંમત બતાવી, અને નિશ્ચયબળથી ભૂખને કાબુમાં રાખીને તેના પર વિજય મેળવ્યો. ચોથે દિવસે ભૂખ પોતાની મેળે મટી ગઇ અને તે પાછી જાગી ત્યારે તેણે અપવાસ તોડ્યો. અપવાસની શરૂઆતથીજ શરીરે મળ તજવા માંડ્યો. ઠંડું પાણી તેને સારા પ્રમાણમાં પીવા માટે આપવામાં આવતું અને રોજ તેને પીચકારી અપાતી. તેથી તેને નિયમિત દસ્ત થતા અને એ રીતે રોજ પુષ્કળ કાળો ગાંઠાવાળો મળ શરીરમાંથી નીકળતો. પહેલીજ વાર નળામાં કેટલો મળ ભરાયો હતો તેની ખબર પડી. અને રોગનું મૂળકારણ સમજાયું. દાક્તરોનો એવો અનુભવ છે કે, રોજ નિયમિત રીતે બે વાર પાયખાને જતા સાજા કહેવાતા લોકોનાં આંતરડાંની પણ એવીજ સ્થિતિ હોય છે. આંતરડાની આવી ખરાબ સ્થિતિ હોય અને તે રોગનું ઘર બની જાય ત્યારે તેની સફાઇ કર્યા વગર કોઈ પણ રોગનું નિદાન કેમ થઇ શકે? સમાજમાં ગંદે હાથે જતાં આપણે અચકાઇએ છીએ અને ઢગલાબંધ સાબુપાણી અને બીજી વસ્તુઓ શરીરની બાહ્ય સ્વચ્છતાને સારૂ વાપરીએ છીએ, પણ આંતરડાંમાં ગમે એટલી ગંદકી ભરેલી હોય તોયે કચવાતા નથી. પણ આ તો બીજી વાત થઇ. શરીરનાં બધાં મળત્યાગ કરવાનાં અંગો—મૂત્રપિંડ, ફેફસાં, આંતરડાં અને ચામડી–શરીરમાંની વધારાની ચરબીને બહાર કાઢવા લાગ્યાં, તેનો પેશાબ ઘેરા રંગનો હતો અને તેમાં યૂરિક એસિડ અને આલ્બ્યૂમિન સારા પ્રમાણમાં હોવાં જોઇએ."

## એનું પરિણામ

"આમ આ ઝેરીલાં દ્રવ્યોના ઝપાટાબંધ નિકાસને પરિણામે સ્વાભાવિક રીતે એનું વજન ઘટવા લાગ્યું. તે સાવ દુબળી પડી ગઈ. અપવાસને અંતે તે કેવળ હાડપિંજર જેવીજ દેખાતી હતી; છતાં તેણે કોઈ વખત અનુભવેલી નહિ એવી પ્રસન્નતા અને સ્ફૂર્તિ અનુભવી. કુદરતનો એ નિયમ છે કે, જ્યારે અપવાસથી શરીર બધા ઝેરી અને રોગજનક પદાર્થોના ત્યાગથી શુદ્ધ થઇ જાય છે ત્યારે પોતાની મેળે ભૂખ લાગવા માંડે છે. એટલે સાધારણ રીતે કુદરતી ભૂખ ફરીથી જાગે

ત્યારેજ અપવાસ તોડવો જોઇએ. અપવાસને એથી વધારે લંબાવવાથી શરીરનો ક્ષય શરૂ થાય છે. અપવાસ અને ભૂખમરામાં આજ ભેદ છે. ૧૯ મી ઑક્ટોબરે—સાંજના ચાર વાગે મારી પત્નીને આ કુદરતી ભૂખ લાગી. અપવાસ બંધ કરવાને કુદરત તરફથી આ સૂચના હતી. તે વખતે એનું વજન ૮૦ રતલ હતું. એટલે ૧૮ દિવસના અપવાસ દરમિયાન એણે ૧૪ રતલ વજન ખોયું. આ અખતરાએ ખોરાક અને શક્તિના સંબંધ વિષે હાલના દાક્તરી સિદ્ધાંતને ખોટો પાડયો. નારંગીના તાજા રસમાં થોડું પાણી ભેળવીને તેનાથી અપવાસ તોડયો. પાછળથી એમ જણાયું કે, આ ભૂખ કુદરતી નહોતી, માત્ર તેનો આભાસજ હતો. આ પ્રયોગને પૂરી રીતે પાર નહિ પાડવામાં આવ્યો એ દિલગીરીની વાત કહેવાય. છતાં સાંજે તેને પાછો થોડો નારંગીનો રસ આપ્યો. તે પછી પણ બે દિવસ સુધી તેને ફળના રસ સિવાય બીજું કંઇ પણ આપ્યું નહિ, અને ત્યારબાદ ધીમે ધીમે છાશ, પાણી મેળવીને દૂધ અને પાણીવિનાનું દૂધ આપવા માંડયું. આમ છ દહાડા સુધી તેને પ્રવાહી પદાર્થોનો ખોરાક આપ્યો. પણ અમને બધાને આશ્ચર્ય થયું કે, આ છ દિવસોમાં કેવળ પ્રવાહી પદાર્થો લેતાં છતાં તેનું વજન ૧૧ રતલ વધ્યું."

"તેનું એમ કહેવું છે કે, આ અપવાસથી તેને અવર્ણનીય લાભ થયો છે. તે હવે બહુ પ્રફુલ્લિત, પ્રસન્નચિત્ત અને ઉલ્લાસમાં રહે છે; અને પહેલીજ વાર તેને જીવનમાં રસ આવવા લાગ્યો. કબજિયાત તદ્દન મટી ગઈ છે અને દિવસમાં નિયમિત રીતે બે વાર દસ્ત થાય છે. એક ડૉક્ટર જેમણે પહેલાં અનેક વાર તેને તપાસેલી તેમણે ફરીથી તપાસતાં જણાવ્યું છે કે, હવે તેનાં ફેફસાં તદ્દન સાફ થઇ ગયાં છે અને તેમાં પ્રવાહી પદાર્થોનો સંચય નથી. શ્વાસ લેતાં ફેફસાંમાં આકરો અવાજ થતો નથી, અને બધા ભાગોમાં સરખો અવાજ સંભળાય છે. અકસ્માતથી અપવાસ સમાપ્ત થતાંજ તેને દૂર બેસવાનો વખત હતો અને અમે એની ઘડીએ ઘડીએ વાટ જોવા લાગ્યા. ઠીક વખતે એ દૂર બેઠી અને ત્રીજે દિવસે સ્રાવ બંધ થયો. એ જોઇને તેના હર્ષ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ; કારણકે પહેલાં સ્રાવ બાર અને તેથી પણ વધારે દિવસ સુધી ચાલ્યા કરતો. હૃદયની સ્થિતિ અજમાવવાને શંકરાચાર્યની પવિત્ર ટેકરી પર પાંચ ફર્લાંગ ચઢી ગઇ. આ અનુભવ બીજા બધા અનુભવો કરતાં ચઢી જાય એવો હતો. પહેલાં સહેજ પણ મહેનત કરતાં હૃદય ધડકતું, નાડીની ગતિ અનિયમિત રહેતી, ઝીણો તાવ આવતો; તે બધું સાવ બંધ થઇ ગયું. આ કેવી સાદી, સસ્તી અને અમોઘ ચિકિત્સા ગણાય ! પણ આપણી ખાવાની લોલુપતા આ રામબાણ ઉપાયને ક્યાંથી સર્વવ્યાપી થવા દે ?" કે૦ જી૦ ડી૦

(હું આ કાગળ બે વાર વાંચી ગયો અને તે મને એટલો સાચો અને સરસ લખાયેલો લાગ્યો કે કે. જી. ડી. ની માગણીને સ્વીકાર્યા વિના હું ન રહી શક્યો. વાચક જાણે છે કે, હું ઉપવાસને શારીરિક અને આધ્યાત્મિક બન્ને દૃષ્ટિએ લાભકારક ગણું છું. ઉદ્યોગમંદિરમાં હું હમેશ સાથીઓને તેની ભલામણ કરૂં છું, અને તેથી હમેશ ફાયદાજ થાય છે. મને ખાત્રી છે કે, જો દાક્તરો અને વૈદ્યો હિંમતપૂર્વક લોકોમાં આ ચિકિત્સાનો પ્રચાર કરશે તો હાલ છે તેના કરતાં રોગનું પ્રમાણ ઘણું ઓછું થઇ જશે, અને અસંખ્ય લોકો જે દવાઓથી અને આગ્રહ કરી કરીને ખવડાવવાથી મરી જાય છે તે બચી જશે. પણ હું સૌને ચેતવણી આપી દઉં કે બધા મને આવી જાતના અહેવાલ મોકલશે તો તેને 'યંગ ઇંડિયા'માં સ્થાન મળશેજ એવું નથી. છતાં મારી અંગત જાણ અને સૂચનાને સારૂ તે મને પ્રમાણિક ખબર જરૂર લખી મોકલે. **મો૦ ક૦ ગાંધી** )

(તા. ૧૭ માર્ચ ૧૯૨૯ ના "નવજીવન"માંથી)

# કહેવાતા સુધારાના ત્રણ શાપ-ચાહ કૅાફી ને તમાકુ

માનનીય ન્યાયમૂર્તિ રમેશમ્‌ના મત પ્રમાણે 'આ પદાર્થો ભોજ્ય નથી પણ વિષ છે.' તેના રોજના સેવનથી એક બે પેઢીમાં તો કુટુંબના માણસોની જીવનશક્તિ ક્ષીણ થઇ જાય છે. ઘણાખરા નાના મોટા વ્યાધિઓ ચા અને કૅાફીની ટેવને લીધેજ થાય છે. ડૅા. વિલિયમ ટિમ્સ કહે છે કે જેઓ ચા-કૅાફીની આદતવાળા છે તેમનામાં ઘણેભાગે અપચો, હૃદયમાં દાહ, ચહેરાનું કરમાઈ જવું, ગભરાટ, હૃદયની અનિયમિત ગતિ, ધડકવું, માથાનો દુખાવો અને નિદ્રારોગનાં ચિહ્‌ન દેખાઇ આવે છે. એક ડૅાકટરે ઉમેર્યું છે કે, કૅાફીના એક પ્યાલામાં મૂત્ર કરતાં પણ વધારે યૂરિક ગેસ રહે છે. હજારો સ્ત્રી-પુરુષો જેઓ નિદ્રા, શિથિલતા, અપચો અને બંધકોશની બૂમો પાડ્યા કરે છે તેનું કારણ આ આદતજ છે. ચા અને કૅાફી પીનારાઓને કદાચ ખ્યાલ પણ નહિ હોય કે તે ચીજોના સેવનથી તેઓ લોહીનો વેગ વધારી દેનારી માત્રાઓ લે છે.

ઘણા લોકો કહે છે કે, ચા અથવા કૅાફી પીધા બાદ તેમનો થાક દૂર થાય છે. આ માન્યતા બહુજ ભૂલભરેલી છે. વાસ્તવિક રીતે આ વસ્તુઓ શિથિલતાને ટુંક સમય માટે જરૂર બંધ કરે છે; પણ તેનો પ્રભાવ સ્થાયી નથી હોતો. ઘણેભાગે ચા અને કૅાફી પીનારાઓનેજ સખ્ત અપચો રહ્યા કરે છે. કારણ કે તેના સેવનથી પેટમાં ગાંઠો બંધાઇ જાય છે.

બાળકોને માટે તો તે ખાસ વર્જ્ય છે. તેના સેવનથી તેમની ઉંઘ ઓછી થઇ જાય છે, કે જે ઉંઘ બાળકો માટે ખાસ જરૂરની છે. ચઢતી વયમાં તેનું સેવન કરવાથી આયુષ્ય ઘટવા લાગે છે.

(હિંદી 'માધુરી' ઉપરથી)

"એક પ્રખ્યાત ડેનીશ તબીબ કહે છે કે, સુધરેલી સોસાયટીના જે ત્રણ શાપ છે તે તંબાકુ, ચા અને કૅાફી છે. જેમ જલદ દારૂ અને અફીણ માણસજાતના શારીરિક બાંધા ઉપર કાતિલ અસર કરે છે; તેજ પ્રમાણે તંબાકુ, ચા અને કૅાફી માટે પણ સમજી લેવું. તેઓ વચ્ચે જે ફરક છે તે એટલોજ કે, તંબાકુ, ચા અને કૅાફીની કાતિલ અસર ધીમી પણ નિઃસંશય છે, જ્યારે જલદ દારૂ અને અફીણની અસર એકદમ થાય છે."

"ચા-કૅાફી પીવાની ટેવનો ભોગ જેટલો સુધરેલો વર્ગ થઈ પડયો છે તેટલો હજી બીનસુધરેલો વર્ગ થઇ પડયો નથી; પણ કમનસીબે તેનો લખ વિદ્યાર્થીઓમાં બહુ વધી પડયો છે, જેથી સ્કૂલ અને કૅાલેજના વિદ્યાર્થીઓનો બાંધો ઘણી હદ સુધી રોગિષ્ટ જણાય છે. ચા પીવાથી કાંઈ ખોરાકની જરૂર સચવાતી નથી. તે માત્ર મગજને ઉશ્કેરનારૂં પીણું છે."

"જેઓને આ કૅાફી પીવાની બૂરી આદત પડેલી હોય છે તેઓને તે પીધાથી એમ લાગતું હશે કે એથી જુસ્સો એકદમ વધે છે; પણ આ જુસ્સો બનાવટી હોય છે, કુદરતી હોતો નથી; જેથી થોડીજ વાર પછી મગજના તંતુમાં નબળાઇ દેખાવ દે છે, જે સમજવા જેટલી આપણા ચાના શોખીનોને અક્કલ હોતી નથી. આ નિર્બળતા ચા અને કૅાફી પીવાથી થતું નુકસાનજ છે."

વાઇકાઉન્ટ રોથરમિયર લખે છે કેઃ-"મુસોલિનીના જીવતા દાખલા ઉપરથી મેં જ્યારથી ચા-કૅાફી અને તંબાકુનો શોખ છોડી દીધો છે ત્યારથી મારી જોખમદારીનાં કામકાજો બજાવવામાં મને ઘણો મોટો લાભ થયો છે."

"જીંદગીની શરતમાં 'હેન્ડીકેપ' તરીકે સીગારેટ, બીડી વગેરે મારફતે શરીરમાં દાખલ થતું તંબાકુનું ધીમું ઝેર છે કે જે આજે આપણા દેશીઓમાં ઘણું વધી પડેલું છે અને આ કારણે તેઓ ભરજુવાન વયે માર્ગે લાગી જાય છે એટલે કે મોતને વશ થઈ પડે છે."

"ઘણાં વર્ષો પર જાપાનની પાર્લામેન્ટમાં એક બીલ લાવવામાં આવ્યું હતું કે જેની રૂએ વીસ વર્ષની અંદરના જુવાનોને તંબાકુનો ઉપયોગ કરતાં અટકાવવાનો હેતુ રાખવામાં આવ્યો હતો. જે જાપાનીસ રાજદ્વારી આ બીલ દાખલ કરવા માગતો હતો તેણે નીચલા સખુનો કહ્યા હતા તે આપણા દેશીઓ માટે ઘણા ઉપયોગી થઈ પડશે. તેણે કહ્યું કેઃ-'ધારાનો આ ખરડો લાવવાનાં કારણો હું ટુંકમાં કહીશ. હાલમાં આપણી સાધારણ સ્કૂલોના છોકરાઓ પણ આપણા દેશમાં આયાત થતી સસ્તી સીગારેટનો ઉપયોગ કરવા લાગ્યા છે; જેનું પરિણામ, હું બ્હીઉં છું કે, આપણા દેશને ચીન અને હિંદુસ્તાનના જેવી કંગાલ સ્થિતિમાં લાવી મૂકશે. કેમકે અફીણની પેઠે તંબાકુમાં નારકો-

ટીક ઝેર આવે છે; જે મજ્જાતંતુઓને સુસ્ત બનાવી દે છે અને માનસિક શક્તિને નબળી કરી નાખે છે. આ કારણુ આપણી પ્રજાના જીવન ઉપર મરણુતોલ ફટકો મારશે."

તંબાકુની અસર કેટલે દરજ્જે ભૂરી થઈ પડે છે તેનો એક દાખલો આપણા લોકો માટે ઘણોજ જાણુવા જોગ થઈ પડશે કે, એક તપાસ કરનારને બીડી પીનારા ૨૭૭૬ વિદ્યાર્થીઓમાંથી માત્ર અર્ધો ડઝન જેટલાજ વિદ્યાર્થીઓ ચંચળ મગજના માલમ પડયા હતા. બીડી પીનારા વિદ્યાર્થીઓ પોતાની માનસિક શકિતનો નાશ કરે છે; એટલુંજ નહિ પણુ પોતાનાં જોર, હિંમત અને દઢતાનો નાશ કરે છે તથા બીડી પીનારાઓની ચાલચલણુ ઉપર પણુ તંબાકુ માઠી અસર કરે છે.

# ચાહ, કૉફી ને કોકો વહેલી પડાવે પોકો!

(લેખકઃ–મ૦ મૂ૦ ત્રિવેદી)

ચામાં મગજની શક્તિને કુદરતના નિયમની વિરુદ્ધ ઉશ્કેરવાનો ગુણુ છે. કેમકે તેમાં ટેનીક ઍસીડ જેવું શરીરનો ઘાત કરનારૂં દ્રવ્ય આવે છે. તેમાં પણુ હોટલો તથા દુકાનોની ચા તો ઘણીજ ભયંકર છે. કારણુકે ત્યાં ચા ઘણા વખતથી ઉકળેલી રહેતી હોઇ તેમાંથી સુવાસિક તથા પૌષ્ટિક પદાર્થો કયારનાએ ઉડી ગયા હોય છે. ખરી વાત છે કે, ચા પીવાથી ક્ષણિક હુશિયારી આવે છે, પણુ અંતે તો જઠરાગ્નિ મંદ થાય છે; કમતાકાત આવતી જાય છે; માનસિક સ્થિતિ દુર્બળ થાય છે અને શરીર અનેક વ્યાધિને લાયક બની રહે છે. ચામાં ટેનીક ઍસીડ સિવાય સાકર પણુ આવે છે અને તેથી જઠરનું શ્લેષ્મ પડ સૂજી જઈ તેમાંથી એક જાતનો સ્રાવ થાય છે; ખાવું ભાવતું નથી; મોળ આવે છે; ઉલટી થાય છે અને વખતે તાવ પણુ આવી જાય છે. વળી ચા પીવાથી લોહીમાં યુરીક ઍસીડનું પ્રમાણુ વધી જઇ આંતરડાં તથા જઠરની ક્રિયા મંદ પડે છે.

આ વિષે એક ડૉકટર કહે છે કે—"ચા તથા કૉફી પીનારા, મદ્યપાન કરનારા લોકોના જેવા તોફાની કે કજીયાખોર હોતા નથી; પણુ ચા તથા કૉફી તેના પીનારાને મૂર્ખ તો બનાવે છેજ. તેમના પગને નબળા, નિદ્રા અને યાદશકિતનો નાશ, હૃદયમાં થડકો, શરીરમાં કંપ અને હાથમાં અસ્થિરતા કરે છે. વળી એથી માથું દુઃખે છે; જીભ બેસ્વાદ થાય છે; સ્વભાવ ચીડીઓ થાય છે અને મિજાજ ઠેકાણે રહેતો નથી. વળી તેઓ બોલવામાં મંદ અને વિચારોમાં અસ્થિર બની માનસિક શક્તિ ગુમાવે છે. આ વ્યસનથી તેમને અજીર્ણ, આંતરડામાં અવાજ તથા કબજીઆત થાય છે અને પાચન કરનારા રસોનો અટકાવ થાય છે. આ સર્વ કારણોથી જે લોકો ચા તથા કૉફી બહુ પીએ છે તેઓ શરીરે દુબળા રહે છે; તેમના ગાલ બેસી ગયેલા હોય છે; તેમના ચહેરા મેલા હોય છે; તેઓમાં માથાં દુઃખવાનું દરદ વધારે હોય છે; પિત્તનો કોપ થયા કરે છે અને તેમના વાળ જલદી ખરી પડે છે અથવા ધોળા થાય છે. વળી ચા તથા કૉફીનું વ્યસન સર્વત્ર ફેલાવાથી લકવો, અર્દિત વા તથા નબળાઇનાં દરદો હજારોગણાં વધી પડ્યાં છે."

ચા વિષે એક વિદ્વાને નીચેનો એક સુંદર શ્લોક બનાવ્યો છે તે અક્ષરશઃ સત્ય છે કેઃ–

**प्रज्ञैरज्ञैस्तरुणजरठैर्ब्राह्मणैरन्त्यजातैः पौरैर्ग्राम्यैर्नरपतिवरैर्निर्गृहैर्निःस्वकैश्च ।**
**प्रातः सायं नियमिततयाभ्यर्चितो भक्तिभावाद् हा! हा! चाहा हत कलियुगे कर्षति प्राणवित्तम्॥**

અરે ડાહ્યા, મૂર્ખ, જુવાન અને વૃદ્ધ માણસો, બ્રાહ્મણુ તેમજ અંત્યજો, શહેરીઓ તથા ગ્રામ્યજનો, રાજાઓ અને ઘરહીન તથા સાધનહીન લોકો! તમારાથી નિયમિતપણે સવાર–સાંજ ભક્તિભાવથી આદરને પામતી ચા આ કલિયુગને વિષે પ્રાણુ અને દ્રવ્ય બન્નેની હાનિ કરે છે!

### ચાથી થતી આર્થિક ખરાબી

ચાથી આર્થિક ખરાબી પણુ પારવગરની છે. સને ૧૯૦૬–૭માં આ દેશમાં પાંચ લાખ અગીઆર હજાર એકરમાં ચા વાવવામાં આવી હતી અને તેમાંથી સાડીત્રેવીસ કરોડ જેટલી ચાનો પાક થયો હતો. તે પાકમાંથી માત્ર ⅕ ચા આ દેશમાં વપરાઈ હોય તો પણુ કરોડો રૂપીઆની ચા પીવાનું વિનાશકારક ધોરણુ ચાલુ થયું ગણાય. ચાની સાથે વાપરવા માટે કરોડો રૂપીઆની ખાંડ પણુ પરદેશથી મંગાવવી પડે છે. આ સર્વથી પૈસા તથા તંદુરસ્તીના નુકસાનનો હિસાબ

રહેતો નથી. આ સર્વ આર્થિક બોજો આપણા ગરીબ દેશમાં વધારે પડતો છે, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. મહાત્મા ગાંધીજીના સદુપદેશથી આજકાલ હૉટલો બંધ થઈ છે અને થતી જાય છે તથા ઘણી જ્ઞાતિઓમાં ચાના બહિષ્કાર માટે સખત પગલાં લેવાય છે અને ઘણાં કુટુંબોમાંથી ચા પીવાનો ચાલ નીકળી ગયો છે. આવા હાનિકારક બોજામાંથી મુક્ત થવા માટે ઉગતી પ્રજા સમક્ષ ચા-કૉફી તથા કોકોનાં પીણાં કેટલાં જોખમકારક છે તે સમજાવવા સઘળા ઉપાયો લેવાની દેશના વિદ્વાનોની ફરજ છે. ચા વિષે એક લેખક નીચલા ભાવનું કહે છે:—

"આ હતભાગ્ય હિંદમાં વિદેશીઓની નીતિરીતિની નકલો કરવામાં નિર્વીર્ય દેશી મગજો એટલી હદે ગયાં છે કે હવે તેને અંકુશમાં લાવતાં વિલંબ લાગશે. કેમકે એ મગજો હવે સ્વાત્માભિમાન, દેશાભિમાન અને આત્મગૌરવને છેક ભૂલી ગયાં છે."

"ચા જેવી જે ક્ષુદ્ર ચીજે આપણને નિર્લજ્જ બનાવ્યા છે તે ઝેરી છે અને કોઈ પણ રીતે ફાયદાકારક નથી; એમ જાણ્યા છતાં આપણે હોંસે હોંસે તે પીએ છીએ એટલુંજ નહિ પણ તેને સ્વદેશી ચીજ માનીને વાપરીએ છીએ અને જેઓ સ્વદેશી તથા બહિષ્કારના મેળાવડાઓ અને મંડળીઓ જમાવે છે તેઓ પણ આ ચાની પાર્ટી આપે છે!"

"જો હિંદુસ્તાનમાં ચાનું વ્યસન લાગુ ન પડયું હોત તો વિદેશી ખાંડ આટલી બધી પ્રચલિત થાત નહિ. ખરૂં જોતાં ખાંડનો મુખ્ય વપરાશ આ ડાકિણી ચાનેજ આભારી છે. આ રીતે ચાએ આપણાં ખિસ્સાં ઉપર જબરો બોજો નાખ્યો છે અને ધર્મથી વિમુખ કર્યા છે; તે વાત સમજ્યા પછી પણ ચાને સ્વદેશી કહીને વધાવી લેવી તે શું શરમભરેલું નથી!"

"આટલેથીજ ચાની ખરાબી અટકતી નથી. ચા હિંદુસ્તાનમાં પાકે છે તે વાત ખરી છે, પણ તેના ખેડુતો કોણ છે? તે ચા કેવી રીતે પકવવામાં આવે છે? કોના લોહીના ભોગે કોણ પૈસા મેળવે છે? અને એ માતબર ખેડુતોની નીચતા કેટલી હદસુધી પહોંચી છે? તેનો ચાના વાપરનારાઓએ અને સ્વદેશી ચીજતરીકે ચાનાં વખાણ કરનારાઓએ કદી વિચાર કર્યો છે?"

"ચા બનાવવાના બગીચા આસામ-નીલગિરિ જેવા પ્રદેશોમાં ઘણા છે. તે બગીચાના માલિકો લગભગ અંગ્રેજોજ છે. આ ચા ઉગાડવા, ઉછેરવા અને તેને તૈયાર કરવાના કામ ઉપર જે મજુરો છે તે સઘળા હિંદી છે. તે મજુરોની સખત મહેનત વડે કરોડો રૂપીઆની ચા ઉત્પન્ન થઇ અંગ્રેજ ચાવાળાઓને કરોડો રૂપીઆનો નફો મળે છે."

"તે મજુરોને ઘણો હલકો પગાર આપે છે અને જ્યારે તેઓ ઠરાવેલું કામ કરી શકતા નથી ત્યારે તેઓને નેતરની સોટીવતી નિર્દયપણે એટલે સુધી મારે છે, કે તેમની ચામડીમાંથી લોહી નીકળી ચામડી રંગાઈ જાય છે અને તોપણ શિક્ષા બંધ કરતા નથી! આ સિવાય તે મજુરો ઉપર અનેક પ્રકારનો જુલમ ગુજારવામાં આવે છે. સ્વરૂપવાન સ્ત્રીઓને વિષયાંધ ગોરા દેવોના કામાગ્નિમાં પાતિવ્રત્યપણાની આહુતિ આપવી પડે છે. રાજીખુશીથી તેમ ન કરે તો તેને તેમ કરવાની ફરજ પાડે છે. તે મજુરોના ફોટા લેવામાં આવ્યા હોય છે અને તેમની પાસેથી પાંચ વરસનું એગ્રીમેન્ટ લખાવી લેવામાં આવે છે તેથી તેઓ નાસી જઇ શકતા નથી. જે નાસી જાય છે તેને મજુરોના એજંટો ફોટાની મદદથી પકડી પાડી તેના માલેકોને પાછા સોંપે છે અને ત્યાં તેના પર પહેલાં કરતાં પણ વધારે ત્રાસદાયક જુલમ ગુજારવામાં આવે છે. તે ગોરાની ઉપર ફરિયાદ થઇ શકતી નથી. કારણ કે પોતાની સામે ફરિયાદ કરનારા મજુરના જડજો પોતેજ હોય છે અને સરકારે તેમને થર્ડ ક્લાસ મેજીસ્ટ્રેટની સત્તા આપેલી હોય છે! બંધુઓ! દયા છે? હૃદય છે? તમારી જે ચાને માટે હિંદી મજુરોને-તમારા લાચાર ભાઇઓને મરણશરણ થતાંસુધી ગુલામગીરીની હાડમારી ભોગવવી પડે છે; જે ચાને માટે તેમને શરદીવાળી ગંદી જમીનમાં હલકા ખોરાક ઉપર જીવન ગાળવું પડે છે; જે ચાને માટે તેમને ચામડી ફાટી લોહીની ધારાઓ વહેતાં સુધી માર ખાવો પડે છે; જે ચાને માટે નિરાશ્રિત હિંદી બહેનોને પોતાના પાતિવ્રત્યની આહુતિ આપવી પડે છે; જે ચાને માટે પ્રાણથી પ્યારાં પતિપત્નીને હમેશને માટે બળાત્કારથી ફારગતી આપવી પડે છે; તે ભયંકર ચાને મોટાઇના ડોળની ખાતર સ્વદેશી ચીજ ગણીને તમારા

પેટમાં રેડતાં હજી પણ તમને કમકમાટી આવતી નથી? "મારે ઘેર તો રોજ ૧૦ વખત ચા ઉકળે છે" "મને ચા વિના ચાલતું નથી" "ચા તો મારૂં જીવન છે" "ખાધા વિના ચાલે પણ ચા વિના તો મને નહિ ચાલે" વગેરે શરમભરેલાં વાક્યો બોલતાં હજી પણ કંઇ લાગણી ઉત્પન્ન થશે કે નહિ? શું તમે ચા પીઓ છો? અમે તો કહીએ છીએ કે, **એ ચાનો પ્યાલો નહિ પણ રક્તનો પ્યાલો તમે પીઓ છો!** હિંદી મજુરોની ચામડી ફાટીને જે લોહી નીકળે છે, તે લોહી પીઓ છો! શું ચાના પ્યાલામાં તમે લોહી જેવો રંગ જોતા નથી? અમે તો કહીએ છીએ કે તે ચા નથી પણ પતિવ્રતા સ્ત્રીઓનાં નષ્ટ થતાં પાતિવ્રત્યનાં અશ્રુબિંદુઓ છે. શું તમે ચા-દાનીના ઢાંકણા ઉપર તે બિંદુઓને જોતા નથી? અમે તો કહીએ છીએ કે તે ચા નથી પણ નિર્દોષ મનુષ્યોની હાયવરાળ છે. શું તમારા ચાના ભરેલા પ્યાલામાંથી નીકળતી વરાળ તમને તે વાતનું ભાન કરાવતી નથી? શું તમને ચા પીતી વખતે ગરીબ મજુરોની પીઠ ઉપર પડતા ચાબૂકના મારનું હજી પણ સ્મરણ નહિ થાય?"

"મારા સ્વદેશી બાંધવો! ચાલો, આપણે પ્રતિજ્ઞાઓ કરીએ કે, ધર્મભ્રષ્ટ વિદેશી ખાંડની મોટી મા, દેશીઓનું રક્ત, સતીઓના શાપ, બાળકોની ગાળ અને ગરીબોની હાયથી ભરેલી ચા! અમે અમારી જીંદગીમાં કદી પણ પીશું નહિ! બીજાઓને પીતા અટકાવી સ્વદેશસેવા બજાવવા યત્નો કરીશું. હૃદય વિનાના દેશી શેઠીઆઓની આગળ રડીને, તેમને પગે પડીને, કાલાવાલા કરીને, સમજાવીને, કરગરીને, તેમના હાથથી થતાં આ પાપથી તેમને બચાવવા પ્રયત્ન કરીશું. ઈશ્વર આ કામમાં અમને સહાયતા આપો! અસ્તુ."

× × × × ×

જેમ લીલી ચા બનાવવા માટે તેની ઉપર રંગ ચઢાવવામાં આવે છે, તેમ કૉફીમાં ઘેરો રંગ લાવવા માટે ચીકોરી નામના મૂળીઆનું મિશ્રણ કરવામાં આવે છે. કૉફીના વેપારી નફો લેવા કૉફીમાં ચીકોરીનો ભેગ મેળવે છે; તેમ ચીકોરીના વેપારી ચીકોરીમાં પણ રંગ, ગાજર અગર ઇંટના ભૂકાનો ઉપયોગ કરે છે.

ડૉ. કેલોગ કહે છે કેઃ-"દારૂના વ્યસન કરતાં પણ હાલમાં ચા-કૉફી વધારે નુકસાન કરે છે; માટે વ્યસનનિષેધક મંડળીઓએ લોકોમાં તે વિષે વિશેષ અજવાળું પાડવાની જરૂર છે."

## દર વરસે દશ કરોડ રૂપિયા ચા-કૉફીમાં!

હિંદુસ્તાનમાં ચા પીવાનો શોખ દિવસે દિવસે વધતો જાય છે. ચાના બગીચાવાળાઓ મોટે ભાગે વિદેશી હોય છે અને તેઓએ હિંદમાં ચાનો ખપ વધારવા માટે ૧૯૧૬ માં રૂા. દોઢલાખ નોખા કાઢયા હતા, જેના પરિણામમાં તેજ વર્ષમાં આશરે સાડાત્રણથી ચાર કરોડ રૂપિયાનો ચા હિંદમાં વેચાયો હતો. ૧૯૧૭ માં સવાબે લાખ રૂપિયા બાજુએ મૂકયા હતા, પણ તે વર્ષમાં કેટલો ચા વેચાયો તેનો રિપોર્ટ બહાર પડેલો ન હતો. એવો અડસટ્ટો કાઢવામાં આવે છે કે, ચા પાછળ આશરે ૪ કરોડ અને વિદેશી ખાંડ પાછળ ૬ કરોડ મળી ૧૦ કરોડ રૂપિયા ફક્ત ચા-કૉફી પાછળ ખરચવામાં આવે છે. બદલામાં ચા-કૉફીનું દાસત્વ તથા નબળી પાચનશક્તિ મળે છે. દરેક સમજુ માણસને પોતાના ઘરમાંથી ચા-કૉફી તથા કોકો જેવાં વિનાશકારક પીણાંને જેમ બને તેમ જલદીથી બહિષ્કાર કરી આરોગ્ય તથા ધનનું રક્ષણ કરવું ઘટે છે. જે ધનનો ઉપયોગ પરદેશીઓનાં ખિસ્સાં તર કરવામાં થાય છે, તે ધનનો ઉપયોગ જો દેશમાં વિદ્યાહુન્નર વગેરે વધારવામાં થતો હોય તો કેવું સારૂં!

## કોકો

કોકોનો ઉપયોગ આપણા દેશમાં ચાના ઉપયોગ જેટલો વિશાળ પ્રમાણમાં થયો નથી તેનું કારણ તે ચા કરતાં કંઈક મોંઘો છે; તોપણ જે લોકો ચાલુ જમાનામાં પોતાને 'ફેશનેબલ' કહેવડાવે છે, તેવાઓને ત્યાં કોકો પૂર્ણ સત્તા ભોગવે છે. ચાની પેઠે કોકો પણ પાચનશક્તિને મંદ પાડે છે. તેમાં પણ નિશો રહેલો છે. કેમકે જેને તેનું વ્યસન પડે છે, તે તેને મૂકી શકતો નથી. કોકો પીવાથી અંદરની ચામડી બગડે છે, લોહી તથા બળ ક્ષીણ થાય છે અને વીર્ય કે

જેનો સંગ્રહ દરેક મનુષ્યે કરવોજ જોઇએ તેને તે હરી લે છે.

કોકોની ઉત્પત્તિ વિષે જો જાણવામાં આવે તો જેઓનાં હૃદય દયાળુ હોય છે, તેઓ કદી તેનો ઉપયોગ કરેજ નહિ. જે ઠેકાણે કોકો પેદા થાય છે, ત્યાં સીદીઓ ઉપર એટલો બધો જુલમ ગુજારવામાં આવે છે, કે જો તે આપણે નજરે જોઇએ તો ચકરી આવે અને તે પીવાની કદી ઇચ્છા ન કરીએ. કોકોનાં ખેતરોમાં ગીરમીટીઆ મજુરો ઉપર થતાં જુલમો વિષે મોટાં મોટાં પુસ્તકો રચાયાં છે. જે વસ્તુ મનુષ્યોનાં અંતઃકરણો બાળીને તથા રક્ત ચૂસીને પકવવામાં આવે છે, તે વસ્તુ મનુષ્યજાતને પુષ્ટિ આપીજ કેમ શકે?

કોકોમાં ચા–કૉફીના દોષો પણ રહેલા છે. કોકોનો અતિ ઉપયોગ પૈસા તથા આરોગ્યનો નાશ કરવાવાળો છે. જે લોકો ચા–કૉફી અગર કોકોમાં પોતાનાં નાણાંનો વ્યય કરે છે, તે લોકો જો તે વસ્તુને બદલે દૂધ લેવામાં વ્યય કરે તો તેમના આરોગ્યનું ઘણી સારી રીતે રક્ષણ થઇ શકે; તેમ છતાં જે લોકોને તેના વિના ચાલતુંજ ન હોય તે લોકોએ તુલસીનો નિર્દોષ અને પુષ્ટિકારક ચા પીવાનો ચાલ દાખલ કરવો, તેથી જઠરાગ્નિ પ્રદીપ્ત રહેશે અને તુલસીમાં શક્તિ આપવાનો ગુણ હોવાથી શક્તિ પણ મળશે. પરંતુ જેને તે ચા આત ગરમ લાગે, તેણે ઘઉંને બરાબર સાફ કરી ચૂલા પર ખુંદદાણાની માફક શેકી તેનું ચૂર્ણ બનાવી તેનો ચા બનાવી તે પીવો. આવી રીતે બનાવેલો ઘઉંનો ચા પણ પુષ્ટિકારક છે. આ ચાથી તંદુરસ્તી તથા પૈસા બંનેનું રક્ષણ થઇ શકશે.

("વૈદ્યકલ્પતરુ"ની ૨૧મી ભેટમાંથી થોડા સુધારા સાથે)

---

# ચા–કૉફીનો બહિષ્કાર

(૨૩–૮–'૨૮ના "પ્રગતિ"માંથી)

હિંદુસ્તાનનો નાનો ગામડીઓ પણ હવે ચાથી અજાણ્યો નથી. આપણી માયાળુ બ્રિટિશ સરકારની મહેરબાનીથી આ ઇલાકાના કેળવણી ખાતાને પણ ચાનો લાભ જણાવાથી ગુજરાતી શિક્ષણમાળાની બાળપોથીમાં પહેલાં જ્યાં "બા ભૂ પા" હતું તેને બદલે હવે નવી આવૃત્તિમાં "મા ચા પા" એવું શરૂઆતથીજ નાનાં કુમળાં મગજનાં બાળકોના મનમાં ચાહના મહત્ત્વનાં બીજ રોપવાને આ નવીન ગુજરાતી પાઠ્ય પુસ્તકો તૈયાર કરનાર કમિટિના સભ્યોને સૂઝયું હોવું જોઈએ. ચા એ ચીનની મૂળ પેદાશ હોઇ હવે તે સીલોન અને હિંદુસ્તાનમાં પણ સારી રીતે પેદા થાય છે, અને તેનો મોટો ઉદ્યોગ ચાલે છે. આ ઉદ્યોગમાં મોટે ભાગે અંગ્રેજ થાપણદારો બહુ સારો નફો પેદા કરે છે. હિંદુસ્તાનમાં આસામ, દાર્જીલિંગ, નીલગિરિ અને કાંગરા ખાતે ચાહના બગીચા છે, અને તે ઘણા ખરા સર્વે પરદેશી મુડીદારોની માલેકીના છે.

સો કે સવાસો વર્ષ પહેલાં આ દેશમાં ચાહનું નામ કોઈ જાણતું ન હતું ત્યારે લોકોને તેની ખોટ કે જરૂર જણાઈ નથી. લોક પણ તે સમયે વધારે તંદુરસ્ત, મજબૂત અને નીરોગી હતા. હિંદુસ્તાનમાં સામાન્ય રીતે ગરીબ તેમજ તવંગરનું મુખ્ય પીણું તે સમયે છાશ હતી અને તેથી તબિયતને પણ અનેક લાભ હતા. કચ્છ–કાઠીઆવાડનો ખેડુતવર્ગ તેમજ મજુરીઆત વર્ગ સવારના શિરામણમાં છાશની રાબડી કે કાંજી બનાવીને ઘણે ભાગે પીતો ત્યારે તેમના ચહેરા લાલચોળ અને શરીર હૃષ્ટપુષ્ટ હતાં. જ્યારથી આ દેશમાં આ ચાહરૂપી ચેપી રોગ લાગ્યો છે ત્યારથી તેના વગર કોઇને ચેન પડે નહિ. કોઇનું માથું દુઃખે તો કોઈનો પગ દુખે ને કેટલાકને તો એ પીધા વગર પેટ સાફ ન આવે. આવાં અનેક બહાનાં હેઠળ આ ચાહનું ઝેર વાયુને વેગે ફેલાઇ ગયું છે. કચ્છ, ગુજરાત, કાઠીઆવાડ અને કોંકણને ચાહનો ચેપ એટલો બધો લાગ્યો છે કે જમવા વગર ચલાવી લેવાય પણ ચાહના સ્ટ્રૉંગ કપ વગર ન ચાલે! હવે આનો મજબૂતીથી અટકાવ કરવાની જરૂર છે. તેવી પહેલ બારડોલી તાલુકાના રાયણ ગામના લોકોએ કરી છે. આ ગામનાં લોકો દરવર્ષે લગભગ રૂા. ૫૦૦) ચા–કૉફી પાછળ ખર્ચતા, તેનો તેઓએ સદંતર અટકાવ કરવાનું શુભ પગલું લીધું. ગામમાં જે પણ ચા–કૉફી હતી તે સર્વે કઢાવીને ગામને પાદરે લઈ જઇ પાણીના ખાબોચિયામાં નાખી. અને હવેથી ચા–કૉફી ન પીવાની પ્રતિજ્ઞા લઇ

જે પહેલ કરી છે, તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. વળી હાલમાં મુંબઇમાં મહારાષ્ટ્રવાસીઓએ છાશથી પ્રગતિ વધારવાના પ્રયત્નો કરવા એક મંડળી ઉભી કરી છે અને ચાહ વગેરે પીણું નહિ પીવાના તેના સભ્યો પાસે સોગંદ લેવરાવે છે. તેથી મુંબઇમાં અને મુખ્યત્વે દક્ષિણીઓથી વસાયલા ગીરગામના લત્તામાં છાશ–દૂધની આઠ દશ નવી દુકાનો ચાલુ થઇ ગઇ છે. તેજ રીતે કચ્છ, ગુજરાત અને કાઠીઆવાડના લોકોએ પણ છાશ–દૂધનો પ્રચાર વધારી ચાહને નાબુદ કરવાનાં તાકીદે મજબૂત પગલાં ભરવાં આવશ્યક છે. નાનાં મોટાં દેશી રાજ્યો આ બાબતમાં તુરત અસરકારક પગલાં લઇ શકે તેમ છે. ચાહની દુકાન રાખનાર ઉપર પરવાનો લેવાનું ફરજીઆત ઠરાવી, તેવા પરવાના માટે ઓછામાં ઓછા માસિક રૂ. ૫૦) નું લવાજમ ઠરાવીને ચાહને પોતાની હદમાંથી સહેલાઇથી દેશપાર કરી શકાશે. અને છાશ–દૂધનાં પીણાંઓને ઉત્તેજન આપવાના અનુકૂળ નિયમો કરી ગાય–ભેંસોની ઉછેરને આડકતરો ટેકો આપવાનું પુણ્યકારક કાર્ય કરી શકાશે.

## ગામઠી વનસ્પતિઓની ચ્હા

તુલસી, કલાર, બીલી, લજામણી અને આંબો, આ પાંચે વસ્તુઓનાં પાન લઇ (એમાં આંબાનાં પાન કુમળાં લેવાં) છાંયે સૂકવી અધકચરાં કરી રાખવાં. ભૂખને મારનારી અને લોહીને બગાડનારી હાલની ચ્હાને ઠેકાણે આ આરોગ્યદાયક અને વગરખર્ચે તૈયાર થતા ઘરાળુ વનસ્પતિઓના ભૂકાને થોડી વાર પાણીમાં ઉકાળવાથી જે ચ્હા તૈયાર થાય છે તે ભૂખ લગાડે છે, વાયુ હઠાવે છે, લોહી સુધારે છે અને એકંદરે વાયુ, પિત્ત, કફ, કોઇ પણ પ્રકૃતિવાળાને માફક આવે છે.

જેઓ ગરમાગરમ પીણાની કુટેવ નજ છોડી શકતા હોય તેમને માટેજ ઉપલી ઘરાળુ ચ્હાની સૂચના છે. નહિ તો માણસને માટે એકલું પણ ગરમાગરમ પાણી પીવું એ આંતરડાંને શેકીને નિર્બળ બનાવનારૂં છે. પથારીમાંથી ઉઠયા પછી થોડા કોગળા કરીને લોટામાંનું રાતનું ભરી મૂકેલું અને તે નહિ તો છેવટે તાજું પાણી પણ એક પ્યાલો રોજ પીધા કરવાથી જે ઉત્તમ લાભ થાય છે, તેના અસાધારણ ફાયદાઓ તો આ બાબતની અજમાયશ એક મહિનો ચ્હા અને બીજું ગરમાગરમ પીણું છોડીને કરી જોવાય ત્યારેજ સમજાય તેમ છે.

## પરદેશી ખાંડ એટલે ભ્રષ્ટતાનો ભંડાર!

૧. એનસાઇક્લોપીડીઆ બ્રિટાનિકા જેવો વજનદાર અને ઘણાં વર્ષોની શોધખોળને અંતે તૈયાર થયેલો મહાન ગ્રંથ કે જેને આધારે સરકાર ફેંસલો આપે છે, તેને ૬૬૭મે પાને લખેલ છે કેઃ–"ખાંડ સાફ કરતી વખતે તેમાં દરેક જનાવરનું લોહી તથા હાડકાંના કોલસાનો ચૂરો નાખવામાં આવે છે."

૨. ડીક્ષનેરી ઑફ આર્ટસ–૬ ઠ્ઠી આવૃત્તિ લંડન, પાને ૮૨૯ મે લખ્યું છે કેઃ–"ગાંગડા બનાવતી વખતે ૫૪ મણ ખાંડમાં ૨૭ મણ હાડકાંના કોલસાનો ભૂકો નાખવામાં આવે છે; અને ખાંડ સાફ કરવાનાં કારખાનાં ગામમાં છે તેમાં એ વસ્તુ ભારોભાર નાખવામાં આવે છે."

૩. સ્વામી ભાસ્કરાનંદ લખે છે કેઃ–"જ્યારે હું વિલાયત ગયો ત્યારે મેં કેટલાંક ખાંડનાં કારખાનાં જોયાં. તેમાં પહેલે માળે ચઢતાંજ મને ઉલટી થશે એમ લાગ્યું. હું નહોતો જાણતો કે આવી અપવિત્ર ચીજોથી ખાંડ બને છે; પણ નજરે જોતાં સખેદ આશ્ચર્ય થાય છે કે જે ચીજને અડવાથી પણ મહાન પાપ લાગે તે ચીજ હિંદુઓથી ખવાયજ કેમ ?"

૪. ભારતમિત્ર તા૦ ૨૮–૧૦–૧૯૦૫ ના અંકમાં જણાવે છે કેઃ–"સારી ખાંડ બનાવવા માટે જેમ આ દેશમાં દૂધ વપરાય છે, તેમ ત્યાં જનાવરોના લોહીથી ખાંડની અંદરનો મેલ કાપવામાં આવે છે. કારણ કે કસાઇખાનામાં દૂધ કરતાં લોહી સસ્તુ મળે છે. મિ૦ હેરીશ કહે છે કે, ખાંડ સુવરના લોહીથી સાફ થાય છે. એ. જે. ટેલર સી. ઇ. સાહેબના બનાવેલા "શ્યુગર મશીનરી" નામના ગ્રંથમાં લખ્યું છે કે, ઇંગ્લાંડ વગેરે દેશોમાં ખાંડ સાફ કરવામાં પાણી અને ગાયોનું લોહી મેળવે છે. ભાઇઓ ! હિંદુને ગાય અને મુસલમાનને સુવરનું લોહી શું ખાવાલાયક છે ?"

૫. મુંબઈ, જ્ઞાનસાગર સમાચાર તા૦ ૧૫-૧૨-૧૯૦૫ માં લખે છે કેઃ—"પરદેશી ખાંડસાકર નાના પ્રકારના રોગથી ભરેલા સર્વ પ્રકારના જીવોનાં હાડકાં, બળદ અને સુવરનાં લોહી અને મનુષ્યના મૂત્રથી સાફ થાય છે. જેના પવનથી પણ ડરીએ તેવા કોઢ વગેરે રોગવાળા લોકોનું પણ મૂત્ર. અરેરે ! આ હિંદુમુસલમાનને ખાવાલાયક છે ?"

૬. સ્વદેશોન્નતિ દર્પણઃ—"પરદેશી ખાંડ અપવિત્ર છે એટલુંજ નહિ પણ તેની અંદર નાનાં પ્રાણી, કીડી, મકોડી વગેરેનાં આંતરડાં, માંસ, હાડપિંજર અને શરીરની અંદરના રેસા હોય છે. મોરસ ખાંડ તો બીટ, ગાજર, તાડી વગેરેમાંથી બનાવવામાં આવે છે અને તેમાં પણ સડેલું લોહી તથા રોગિષ્ટ જનાવરોનાં હાડકાંનું મિશ્રણ હોય છે."

૭. હિંદી બંગવાસી, કલકત્તાઃ—તા૦ ૩૦-૩-૧૯૦૩ ના અંકમાં લખે છે કેઃ—"હિંદુસ્તાનમાં-થીજ દર વર્ષે ૨૮ લાખ મણ જનાવરોનાં હાડકાં ખાંડ વગેરે ખાવાના પદાર્થો બનાવવા માટે પરદેશ જાય છે. સ્વદેશી ખાંડ કદાચ પરદેશી ખાંડથી સહેજ મોંઘી મળે તોપણ તેનાથી પવિત્રતા જળવાઇ રહે છે. વળી તે ખાંડ પરદેશી કરતાં ગળપણમાં પણ વધારે હોય છે. માટે સ્વદેશી ખાંડજ વાપરવી. કદાચ સ્વદેશી ખાંડ વાપરવાની શક્તિ ન હોય તો ગોળ વાપરવો; પરંતુ પરદેશી ખાંડ તો નજ વાપરવી.

૮. મી૦ ફીનલે નામના ગૃહસ્થ જણાવે છે કેઃ—"વિલાયતી ખાંડ જે હિંદમાં ફેલાઈ છે તે દેખાવમાં સફેદ અને કિંમતમાં સસ્તી પડે છે; પણ તેનાથી ઘણા રોગો હિંદુસ્તાનમાં પેદા થઇ ચૂક્યા છે. તે ખાંડ લોહી અને શકિતનો નાશ કરે છે. તે ખાંડ દૂધ આદિ જે જે પદાર્થોમાં નાખવામાં આવે છે તેમાં આપણે ઝેરજ નાખીએ છીએ એમ જાણવું. ઇંગ્લાંડ તેમજ હિંદુસ્તાનના પ્રખ્યાત વૈદ્યડૉકટરોએ સ્પષ્ટ મત આપેલો છે કે, આ ખાંડ હિંદુમુસલમાનને ધર્મના બાધથી તો ખાવાલાયક નથીજ, પણ તેનાથી પ્લેગ, મહામારી ઈત્યાદિ રોગો થાય છે અને બાળકનું તથા મોટાં માણસનું મરણપ્રમાણ પણ વધે છે. માટે ધર્મને ન માનવો હોય, તો આરોગ્યની દૃષ્ટિથી પણ ખાંડ ખાતા અટકવું જોઇએ. કાચના ગ્લાસમાં ગરમ પાણી ભરી તેમાં એ ખાંડ કે સાકર નાખીને ઓગાળતી વખતે સૂક્ષ્મદર્શક યંત્રથી જોશો તો એમાં લોહીનાં રજકણો દેખાશે.

દેશી અને મોરસ ખાંડ જુદા જુદા વાસણમાં મૂકી બન્નેમાં થોડો સલ્ફરીક એસીડ (ગંધક-નો તેજાબ) નાખો. તરતજ દેશી ખાંડમાંથી મીઠી માટી જેવી સુવાસ આવશે અને મોરસમાંથી દુર્ગંધ આવશે. જો આ વાત જરા પણ જૂઠી હોત તો લાગવગવાળા ગોરા વેપારીઓએ આ વિગત પ્રગટ કરનારાઓ ઉપર જરૂર દાવો માંડયો હોત. માટે આ બાબત સાચીજ હોવાથી કોઇ પણ હિંદવાસીને પરદેશી ખાંડ ખાવાલાયક નથી. હિંદુઓની પેઠેજ જે ગોરા લોકોએ માંસાહારનો ત્યાગ કર્યો છે અને જેઓ કેવળ વનસ્પતિના આહાર ઉપર રહે છે; તેઓએ પણ એવાં ખાંડસાકર ખાવાં બંધ કર્યાં છે; તો પછી આપણા હિંદુઓથી તો આવી અપવિત્ર ચીજ ખવાયજ કેમ ?"

("કચ્છી"માં લખનાર એક પ્રજાજન.)

---

# 'સેકેરીન' દેશનિકાલ

સાકરથી ૫૫૦ ગણી ગળી 'સેકેરીન'ને બધા ઓળખે છે. આ કોલતારની બનાવટ છે, લાંબો વખત તે વાપરવામાં આવે તો ઝેરી ગણાય છે. સાકરને બદલે ઘણાં માણસો આ ચીજનો ઉપ-યોગ કરે છે. બેલ્જીઅમ સરકારે આ ચીજ મંગાવવાની, વાપરવાની, બહાર ચઢાવવાની કે રાખવાની પણ મનાઈ કરેલ છે. જે જે ચીજોની બનાવટમાં 'સેકેરીન' વાપરવામાં આવેલ હોય તેને પણ આ કાયદો લાગુ પાડયો છે. ખોરાકની ચીજમાંથી તો 'સેકેરીન'ને દેશનિકાલ કરવાની ખરેજ જરૂર છે. લેમોનેડ અને શરબતોમાં એ બહુ વપરાય છે; હૉટેલની ચ્હામાં પણ વપરાય છે, છતાં પ્રજા સમ-જતી નથી અને સરકાર કશું કરતી નથી.

---

# ધૂમ્રપાન કરવાના ફાયદા !

ડૉક્ટરો, રસાયણશાસ્ત્રીઓ વગેરે બધા એકમત છે કે તમાકુ માણસને ઝેરસમાન છે. એ એક ઝેરજ છે. બીડી–તમાકુ પીનારા, સુંઘનારા તેમજ ચાવનારાની જાણ માટે નીચેની વિગતો આપી છે. કેમકે જગતનાં અર્ધોઅર્ધ મનુષ્ય એમાં ફસેલાં છે.

તમાકુની અંદર એક તેલી ચીજ છે, જેમાં મુખ્યત્વે તમાકુની ગંધ રહેલી છે. એ ચીજનું નામ 'નીકોટીન' છે. તે તમાકુમાં સેંકડે ૧ થી ૮ ટકા હોય છે. જેમ તમાકુ જલદ તેમ આ નીકોટીન તેમાં વધુ હોય છે. એમ કહેવાય છે કે એક રતલ સારી તમાકુમાંથી જેટલું નીકોટીન નીકળે તેટલું નીકોટીન માત્ર ત્રણ મિનિટમાં ૨૫૦૦ કૂતરાંને મારી નાખવા માટે પૂરતું છે. આવું ઝેરી આ નીકોટીન છે. જ્યારે એ નીકોટીન શરીરમાં જાય છે ત્યારે અંદરની શ્વાસનળીને ફરતી ઝીણી ચામડીને અનહદ નુકસાન કરે છે અને અનેક જાતનાં દર્દો ઉત્પન્ન કરે છે.

આ નીકોટીનને પણ ભુલાવે એવું બીજું ઝેર તમાકુમાં 'કોલોડાઇન' કરીને છે. આ કોલોડાઇનને લીધે પણ તમાકુમાં ગંધ આવે છે. આ કોલોડાઈનના એક ટીપાનો વીસમો ભાગ, જેવી રીતે વીજળીના આંચકાથી માણસ તરતજ મરી જાય, તેવી રીતે દેડકાને મારી નાખે છે.

તમાકુના ધૂમાડામાં પ્રુસીક એસીડ હોય છે; તમાકુના રસિયા ધૂમાડો પેટમાં જવા દઇ પાછો નાકવાટે કાઢે છે અને તેના ગોટાની લહેર લે છે, તેમને આ પ્રુસીક એસીડ કાતીલમાં કાતીલ ઝેર છે, તેની ખબર નહિ હોય. આ પ્રુસીક એસીડ શરીરમાં જવાથી માથું દુખવું તથા ચકરી આવે છે. બીડી નહિ પીનારાને બીડી પીતાં જે કડવો અનુભવ થાય છે તે આને લીધે થાય છે.

તમાકુમાં તે સિવાય 'ફરફરોલ' રહેલું છે. દારૂ તે કરતાં પણ વધારે નુકસાનકર્તા છે. એક સીગારેટમાંથી, પાંચ રૂપીઆભાર વીસ્કી–દારૂના જેટલું ફરફરોલ નીકળે છે.

વળી તમાકુના ધૂમાડામાં કાર્બોનીક એસીડ ગેસ પણ હોય છે. આ ગેસ ઘણોજ નુકસાનકર્તા છે તે જાણીતી વાત છે. આ હવા ફેફસાંમાં જવા આવવાથી ફેફસાંને નમાલાં કરી નાખે છે અને આ કારણેજ બીડી પીનારા ક્ષયરોગના ભોગ તરતજ થઇ પડે છે.

ઉપલી હકીકત જાણ્યા પછી કયો સમજુ માણસ તમાકુની પડખે ચડશે ? વ્યસનના ગુલામ તો કદાચ એની ટેવ ન પણ છોડે; પણ નવું વ્યસન વહોરનાર તો આ વાંચ્યા પછી જરૂર તે ટેવથી દૂર રહેશે.

અમેરિકામાં તો સીગારેટને **ઠાઠડીના ખીલા** કહેવામાં આવે છે અને તે ખરીજ વાત છે. અમેરિકામાં એવી કેટલીએ પેઢીઓ છે જે બીડી પીનારાને નોકર નથી રાખતી. હિંદીઓ પણ આ ધોરણ દાખલ કરે તો શું આ બદી ઓછી ન થાય ? તમાકુ સાથે પણ રાષ્ટ્રીય લડત ચલાવવાની જરૂર છે અને સ્વરાજ મળ્યા પછી તો તમાકુ દેશપાર થશે તેમાં શંકાજ નથી. **'હિંદુસ્થાન' ઉપરથી**

ઘણી વાર કહેવામાં આવે છે કે, જો તંબાકુ આટલી બધી ઝેરી છે તો તેનો ઉપયોગ કરનારા માણસો મરી કેમ જતા નથી ? જવાબ એ છે કે, શરીરમાં તે પરિસ્થિતિને અનુકૂળ થવાનો સ્વભાવ હોવાથી તે ભયંકર ઝેરથી પણ ટેવાઇ જાય છે. વળી તંબાકુનો ઉપયોગ થોડા પ્રમાણમાં કરવામાં આવે છે. તેથી તેનો પ્રભાવ પડતાં અમુક સમય જરૂર લાગે છે. પરંતુ તેનો ઉપયોગ કરનારાઓ તેના ઝેરથી બીજાઓ કરતાં તો વહેલાજ સ્મશાનને માર્ગે પડે છે–મૃત્યુ પામે છે.

---

# તંબાકુના કડવા અનુભવ

મી૦ એલ. ઇ. એબેન્કસ જે ફિઝિકલ કલ્ચરના વિષયમાં સ્પેશિયાલીસ્ટ ગણાય છે, તેણે તંબાકુથી થતા નુકસાનના અનેક દાખલાઓ જે તેની નજર આગળથી પસાર થયા છે તે–રજુ કર્યા છે; જે આપણા દેશી જુવાનીઆઓ માટે ધડો લેવા જેવા હોવાથી હું તેમાંના બે ત્રણ આજે જાહેરમાં મૂકવાની લાલચ દૂર કરી શકતો નથી. હું તેનાજ શબ્દોમાં જણાવવાનું વાજબી ધારૂં છું:–

"એક યુવાન ક્લાર્ક ફિઝિકલ કલ્ચરના શિક્ષણ માટે મારી પાસે આવ્યો. તેની છાતીમાં એક વરસ કરતાં વધુ મુદતથી દુ:ખાવો ચાલુ રહ્યો હતો. તે સાથે તે ખાંસીથી પણ વધુ અને વધુ

પીડાતો હોવાથી તેના મનમાં ક્ષયના હુમલાનો મોટો ભય પેસી ગયો હતો. તે બે વરસથી સીગારેટ પીતો હતો. તેના દુઃખનું કારણ સીગારેટ હોવાનો મને પાકો શક હતો. મેં તેને સીગારેટ છોડી દેવાની તાકીદ કરી. ફિઝિકલ કલ્ચરના શિક્ષણના પહેલા માસ દરમિયાન તેને પોતાની તબિયતમાં કાંઇક સુધારો થતો લાગ્યો; પણ છ અઠવાડીઆં પૂરાં થતાં તેણે પોતાને છાતીના દુઃખારા અને ખાંસીના દરદથી સમૂળગો મુક્ત થયેલો જોયો. એ વખત દરમિયાન તેણે કલાર્કની નોકરી છોડી બહારના કામકાજની નોકરી હાથ કરી હતી. તે 'ફિઝિકલ કલ્ચર'ના શિક્ષણની મજબુત તારીફ કરતો હતો; પણ તે સમજી શકયો નહિ કે, બહાર ફરવાની નોકરીથી કે શારીરિક કસરતના શિક્ષણથી તેનું દરદ નાબુદ થયું હતું. કેટલાક મહીના સુધી તેની સાથે મારો મેળાપ થઈ શકયો નહિ. એક દિવસે તે ઓચિંતો મને મળ્યો અને પોતાની આગલી નોકરી પર પાછો જવાથી તેનું દરદ પાછું ઉભરી આવશે કે નહિ તે માટે મને પૂછવા લાગ્યો. મેં તેને સલાહ આપી કે, જો સીગારેટ પીવાની છોડી દેશે તો ગમે તેવી નોકરીથી તેનું અસલ દરદ પાછું ઉભરી શકશે નહિ. હું ખરો પડયો. થોડાક વધુ મહીનાએ મજબૂતપણે સાબીત કર્યું કે તેની છાતીનો દુઃખારો અને ખાંસી સીગારેટનીજ મોહોકાણ હતી.

બીજો દાખલો—હું એક કસરતબાજને ઓળખું છું, જેનો ધંધો સરકસમાં બાઇસિકલ ઉપર અદ્દ્ભુત કાણુ દેખાડવાનો હતો. એ કસરત 'સાઇકલ-વ્હીલ'ના નામથી જાણીતી હોઇ તેનો હેતુ સાઇકલને એકદમ ચક્રાવો આપવાનો છે. આ કસરત ઘણીજ જોખમભરેલી ગણાય છે અને તે માટે દંડાપણા અને મજ્જાતંતુના બળની ઘણી જરૂર છે. આ ધંધો તેણે પોતાની ચાળીસ વરસની વયે છોડી દીધો. કેમકે તેને લાગ્યું કે, આવી મોટી ઉંમરે આ કસરત કરતાં તેને ગભરાટ છૂટતો હતો અને તે બીકણ બનતો જતો હતો. અંતે સીગારેટ છોડી દેવાની સલાહ તેને એક ડૉકટરે આપી. આ સલાહનો અમલ કરતાં તેણે કદી નહિ ધારેલું એવું પરિણામ આવ્યું. તેણે પોતાની બગડેલી તંદુરસ્તી અને તનની શક્તિ એટલી બધી મેળવી કે તે પોતાની આગલી નોકરીમાં પાછો દાખલ થયો અને બાઇસિકલ પર પહેલાંનીજ ફતેહ સાથે ઘણાં વર્ષોસુધી પોતાનો કાણુ ચાલુ રાખ્યો.

ત્રીજો દાખલો ઘણોજ જાણવા જોગ છે. કોલોરેડો ખાતે રહેતી એક અમેરિકન સ્રી ખાસ ભલામણથી મારી સલાહ લેવા માટે મારી મુલાકાતે આવી. મારી પાસે મોકલનારનો હેતુ એ હતો કે, કસરતના શિક્ષણથી તેણીના હાર્ટમાં થોડોઘણો સુધારો થવા પામે. મેં તેણીને સવાલ કર્યો કે, તેણીને હાર્ટનું દરદ છે, એમ તેણીને કેમ માલમ પડયું? તેણીએ મને સમજાવ્યું કે, તે પોતાની ડાબી બાજુએ સૂઇ શકતી નથી. કેમકે સૂતાં આંખની બાજુએ કાનપટી આગળ મજબૂત ધબકારા થાય છે. મેં તેણીની હકીકત પરથી જાણ્યું કે, તેણીને સીગારેટ પીવાની બહુજ બુરી ટેવ પડી ગઇ હતી. અંતે હું તેણીની સખ્ત વેદના દૂર કરવાને ફતેહ પામ્યો; પણ તે ફિઝિકલ કલ્ચરની કસરતથી નહિ. અલબત્ત કસરતે તેણીની સામાન્ય પ્રકૃતિને લાભ કર્યો હતો ખરો; પણ સીગારેટ પીવાનું છોડી દેવાની મેં તેણીને ફરજ પાડી તેથી તેણીનું એ જાલીમ દરદ સમૂળગું દૂર થયું હતું. સીગારેટ પીવાનું છોડ્યા પછી આ દરદ ફક્ત દશ દિવસની ટુંક મુદતમાં ઘણે દરજ્જે દૂર થયું હતું. પાછળથી મને માલમ પડયું કે, સીગારેટ પીવાનો તેણીનો આગલો લખ પાછો ઉભરાઇ આવવાથી તે પાછી આગલાજ દુઃખનો કમનસીબ ભોગ થઇ પડી હતી."

બીજા ઘણાક દાખલાઓ રજુ કરીને મી૦ ઓબેન્કસ જણાવે છે કે, તંબાકુ કોઇના પર ઓછી તો કોઇના પર ઘણી માઠી અસર કરે છે; એટલે કે તંબાકુ દરેકને ઓછું વત્તું નુકસાન તો જરૂરજ કરે છે. તંબાકુની ટેવ છતાં ઘણાંકો પોતાનું જોર ટકાવી રાખે છે તે ઉપરથી એમ સમજવું જોઇતું નથી કે, તંબાકુ તેઓ ઉપર કદી પણ માઠી અસર કરી શકશે નહિ. આવા શખ્સો આ બુરી ટેવ છોડી દે તો તેઓ છે તે કરતાં વધુ તનમનથી આસુદા બનવા પામે. તંબાકુથી થતા નુકસાનની કસોટી કરવા માટે તંબાકુનો એક યા બીજી રીતે ઉપયોગ કરનારાંઓ તંબાકુ છોડી દઇ પોતાની આગલી પ્રકૃતિ સાથે સરખાવી જોશે તો તેઓને તેના કરતાં પાછલી સ્થિતિ વધુ સુખરૂપ લાગશે.

( "હિંદુસ્થાન"ના એક અંકમાંથી )

---

# તમાકુ વિષે નામાંકિત ડૉકટરો શું કહે છે?

**ડૉ૦ પ્રાઉટ**—લખે છે કે, તમાકુ પીવાથી માણસો નબળા પડી જાય છે. લોહીમાંથી લાલાશ ઘટી પીળાશ આવે છે. છીંકણીથી અજીર્ણ, કલેજાં તથા જઠરનાં દરદો વગેરે થાય છે અને એવાં દરદોથી મૃત્યુ થયેલા દાખલા મોજુદ છે.

**ડૉ૦ ટેલર**—લખે છે કે, ૧૮૭૭ માં એક માણસે લાકડાની એક ચલમ સાફ કરી પોતાના છોકરાને રમવા આપી. છોકરાએ તે ચલમનો ઉપયોગ સાબુના પરપોટા ઉડાડવામાં કર્યો, તેથી તમાકુનું ઝેર મોં દ્વારા તે છોકરના શરીરમાં દાખલ થયું. તેની અસરથી છોકરો બેશુદ્ધ થઈ મરી ગયો.

**ડૉ૦ ટવીચેલ**—કહે છે કે, તમાકુથી ફેફસાં, હૃદય અને જઠરના સ્નાયુ નરમ પડી જાય છે. કોઇ કોઇ વખતે હૃદય ઓચિંતુ બંધ થઈ મરણ પણ થઇ જાય છે.

**ડૉ૦ કલન**—કહે છે કે, ઘડપણ આવ્યા પહેલાં તમાકુથી સ્મરણશક્તિ નાશ પામેલી, મૂર્ખતા આવેલી અને જ્ઞાનતંતુઓની હારમાળા બગડી ગયેલી; એવા ઘણા દાખલા મારા અનુભવમાં આવ્યા છે.

**ડૉ૦ ઑલકોટ**—કહે છે કે, તમાકુથી શરીરને બીજાં જે નુકસાનો થાય છે, તેના કરતાં સ્મરણશક્તિને વધારે નુકસાન થાય છે એ વાત ચોક્કસ છે.

**ડૉ૦ એલીન્સન**—કહે છે કે, ફ્રાન્સદેશમાં ખાસ જોવામાં આવ્યું છે કે, જેમ જેમ તમાકુનો ઉપયોગ વધારે થતો જાય છે, તેમ તેમ ગાંડાં થઇ જતાં માણસોની સંખ્યા પણ વધતી જાય છે.

**ગવર્નર સલીવાન**—લખે છે કે "તમાકુ મને જડ અને સુસ્ત કર્યા વિના, મારી નિત્યની ચંચળતામાં ખલેલ કર્યા વિના અને મારી માનસિક શકિત નબળી પાડયા વિના કદી રહી નથી."

ફ્રાન્સદેશની શાળાઓમાં તમાકુના ઉપયોગની અટકાયત છે; તેમજ યુનાઇટેડ સ્ટેટસમાં લશ્કરી શાળામાં બીડી પીવાની સખ્ત મનાઇ છે.

તમાકુ વિષેના આ સર્વ અભિપ્રાયો વિદ્વાન અને નામાંકિત ડૉકટરોના છે; માટે તેનો ઉપયોગ કરનારાઓએ તેમના વિચાર ધ્યાનમાં લઇ તેનો જલદીથી નિષેધ કરવો એજ લાભકારી છે.

એક વિદ્વાન એમ. ડી. ડૉકટરે બીડી પીનારા તથા બીડી નહિ પીનારનાં ફેફસાં તપાસ્યાં. પરીક્ષાનું પરિણામ એ આવ્યું કે બીડી પીનારાનાં લગભગ બધાનાં ફેફસાંમાં ઉપદ્રવ જણાયો અને બીડી નહિ પીનારામાં માત્ર સેંકડે સત્તાવીસ માણસોનાં ફેફસાંમાં ઉપદ્રવ માલૂમ પડયો. આ ઉપદ્રવને લીધે "ક્ષય"ના જંતુઓ તરતજ ઘર ઘાલી જાય છે અને નબળાં ફેફસાંવાળા ઉપર હલ્લો કરે છે. તેથીજ બીડી પીનારાઓને ક્ષય સાધારણ રીતે વધારે થાય છે. બીડી પીનારાઓ અને તમાકુના ગુલામો આ ઉપરથી કાંઇ ધડો લેશે કે પછી પોતાનો ઇશ્ક માણ્યાજ કરશે?

---

# લીલનો ઉપાય—ગ્યાસતેલ

થોડા દિવસ ઉપર ઓલપાડ તાલુકાના કુંભારી ગામે ગાયને બચ્ચું આડું આવેલું તેની સારવાર માટે ગયો હતો. બચ્ચું ખેંચી કાઢયા પછી ગામના તળાવે નાહવા ગયો ત્યારે આખું તળાવ લીલથી છવાઈ લીલા રંગનું થઇ ગયેલું; છતાં માણસ અને ઢોરને એ પાણીનો ઉપયોગ કરતાં જોયાં. આખા તળાવમાં એક ડબ્બો કેરોસીન તેલ રેડી ચાર દિવસ તળાવમાં ઢોરને પાણી પાવાનું બંધ કરવાનું મેં ગામના લોકોને સૂચવ્યું. ચાર દિવસ પછી સૌની અજાયબી વચ્ચે આખા તળાવની લીલ કોહી જઇ પાણીને તળિયે બેસી ગઇ ને પાણી નીતરા કાચ જેવું થઇ ગયું.

આવીજ રીતે જાજરૂમાં તથા ગંધાતા ખાબોચિયામાંથી મચ્છરનો ત્રાસ ઓછો કરવો હોય તો કેરોસીનનો પ્રયોગ કરવા જેવો છે.

અહિંસાવાદીઓએ આ પ્રયોગ પોતાની જવાબદારીથી કરવો, કારણ લીલમાં અનેક સૂક્ષ્મ જંતુ હોઇને કેરોસીનનું પડ પાણીની સપાટી ઉપર ફરી વળવાથી તેનો નાશ થાય એ નિર્વિવાદ છે!

("વૈદ્યકલ્પતરુ"માં લખનારઃ-ડૉ૦ મોતીરામ હરિશંકર ભટ્ટ, વેટેરનરી સરજન—ઓલપાડ)

# મૃત્યુલોકનું અમૃત–છાશ

મળાવરોધ–કબજીઆત થવાથી શરીરમાંથી કચરો બહાર નીકળી જવાને બદલે અંદર ને અંદર સડ્યા કરે છે; અને પછી હરવખત તેના થોડા થોડા કણ લોહી સાથે મળી જઇને રક્તવાહિની નાડીઓમાં ભરાઇ બેસે છે, તેથી રક્તવાહિની નાડીઓ ફૂલે છે અને અક્કડ–જડ થઇ જાય છે, એટલે લોહીના ફરવામાં વિઘ્ન આવવાથી શરીરના જુદા જુદા અવયવોને યોગ્ય પ્રમાણમાં લોહી મળતું નથી; તેથી શરીર વૃદ્ધ જેવું દેખાવા લાગે છે અને તેથીજ મગજ, નેત્ર, હૃદય, ઉદર (આમાશય, પક્વાશય), જનનેંદ્રિય વગેરે અવયવો વ્યાધિગ્રસ્ત તથા શિથિલ રહે છે. જો ઉત્તેજક (માદક–તામસી) પીણાં હૉટલોમાં કે રખડપટ્ટુ લોકો પાસેથી અઢારે વર્ણના એંઠા ઉચ્છિષ્ટ રકાબીપ્યાલા દ્વારા પીવામાં આવ્યાં હોય, તો પીનારાઓ ઉપદંશ, પ્રમેહ આદિ ચેપી વ્યાધિઓના ભોગ પણ થઇ શકે છે. એકની એક સોડાની બાટલી ઢેડ, ભંગી કે મુસલમાને મોઢામાં ખોસેલી તે આજનો સુધરેલો બ્રાહ્મણ વગર સંકોચે પી શકે છે. તેમાં હવે ચેપી રોગોને ઉત્પન્ન થવા માટે અવરોધ શું રહ્યો ? દેશી અને પરદેશી વિદ્વાનો કહે છે કે, જમ્યા પછી ગાયના દૂધની સ્વચ્છ મોળી છાશ પીવામાં આવે તો તેથી બહુ ફાયદા થાય છે. રક્તવાહિનીમાં સંચિત થયેલો જડ પદાર્થ–કણ પીગળી જાય છે અને તેનો કોઈ પણ અવયવમાં સંચય થતો નથી; તેથી લોહી ફરવામાં સારી મદદ મળે છે, એટલે શરીર હૃષ્ટપુષ્ટ થઇ નાની વયમાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી. છાશમાં જઠરાગ્નિ પ્રદીપ્ત કરવાનો ગુણ હોવાથી વિકારી પદાર્થ ઉપજતો નથી અને કોઇ કારણવશાત્ થયો તો છાશનો મળશોધક (દસ્ત સાફ લાવવાનો) ગુણ તે વિકૃત પદાર્થને બહાર ધકેલી કાઢે છે; એટલે લોહી, માંસ, મેદ, મજ્જા, વીર્ય આદિમાં કોઈ પણ વ્યાધિનો ઉદ્ભવ થવાનો બહુ થોડો સંભવ રહે છે.

અમુક અમુક વ્યાધિવાળાને શાસ્ત્રકારો છાશનોજ ખોરાક લેવાની ભલામણ કરે છે. એકલી છાશ ઉપર ૧૫–૨૦ દિવસ કાઢેલા માણસો મેં ઘણા જોયેલા છે. દરેક વ્યાધિવાળાને તથા નીરોગીને દરેક ઋતુમાં દરેક પ્રકૃતિવાળાને દરેક સ્થળમાં દરેક વખતે છાશને પથ્ય ગણેલ છે. અનુભવ પણ એ વાતને પુષ્ટિ આપે છે. ખોરાકમાં અથવા ખોરાક તરીકે છાશનો છૂટથી ઉપયોગ થાય છે, તે સિવાય વૈદકશાસ્ત્રમાં છાશથી અમુક અમુક વ્યાધિઓ પણ જુદા જુદા અનુપાનથી મટી શકે છે, એમ વર્ણવ્યું છે.

એ છાશનું ગામડીઉં વૈદું પણ જાણવા જેવું છે. લખે છે કે, ઔષધિ તરીકે અથવા અનુપાનમાં ઓસડીઆ સાથે વાપરવાની ગાયના દૂધના દહીંમાંથી બનાવેલી છાશ તાજી, મોળી, (કલાઈ દીધેલ પિત્તળની અગર માટીની) સ્વચ્છ ગોળીમાં બનાવેલી વાપરવી. (ખોરાકમાં પણ એવીજ વાપરવાનું સમજવું.) લીંડીપીંપરનું ચૂર્ણ વાલ ૧ અને છાશથી વાયુ અથવા શરદીનું શૂળ, ચૂંક મટે છે. આદુનો રસ તથા છાશથી ખાંસી તથા છાતીનો કફ મટે છે. અજીર્ણમાં સિંધાલુણ અને મરી સાથે; ગરમીના તાવમાં સાકર સાથે; જુલાબ ઉપર જીરૂં તથા સાકર સાથે; મગજની ગરમી, મગજનું ખાલીપણું વગેરેમાં જેઠીમધના મૂળ સાથે; નેત્રની ઝાંખ, મગજની ગરમી વગેરેમાં છાશ એકલી પીવી; સાદ બેસી ગયો હોય તો શેકેલી બહેડાંની છાલના ભૂકા સાથે; છાતીના દુખાવામાં તેમજ ધબકારામાં પીંપળીમૂળના ભૂકા સાથે; લોહીના ઝાડામાં બીલાંના ગર્ભ સાથે; સૂકા હરસમાં ગોળ સાથે; દૂઝતા અર્શમાં ઇંદ્રજવ સાથે; સાપના દંશ ઉપર સરસડાની છાલના ક્વાથ સાથે; કમરનો દુઃખાવો, વા વગેરેમાં લસણના રસ સાથે; છાતીમાંથી પડતા લોહીમાં અરડુસાના રસ સાથે; બધી જાતના તાવમાં કાકચીઆના ભૂકા સાથે; માથાનો દુઃખાવો તથા આદાશીશીમાં જાયફળ સાથે; પેટના કૃમિ–જીવડામાં વાવડીંગના ચૂર્ણ સાથે; સુવારોગમાં ત્રિકટુના ચૂર્ણ સાથે; મૂત્રકૃચ્છ્રમાં જવખારના ભૂકા સાથે; ગુલ્મવાયુમાં વડાગરા મીઠાના ભૂકા સાથે અને શુક્રપ્રમેહમાં ગોખરૂના ચૂર્ણ સાથે છાશ લેવી. દાદર અને ખસમાં કુંવાડીઆંનાં બીજ છાશ સાથે વાટી લેપ કરવો.

ઉપરનાં અનુપાન અથવા ઓસડીઆં સાથે છાશનો ઉપયોગ કરવાથી તે તે વ્યાધિ મટે છે. તે ઉપરાંત સ્ત્રી, બાળક, યુવાન, વૃદ્ધ, રોગી, નીરોગી સર્વને સામાન્ય રીતે સર્વ દેશકાળમાં પથ્યરૂપ છે; તેથીજ તેને **મર્ત્યલોકસુધા** નામ આપેલ છે. છાશ જ્યારે એવા એવા ફાયદા આપે

છે, ત્યારે અર્વાચીન સુધરેલાં પીણાં તે તે રોગોને ઉત્પન્ન કરનારાં તથા અનેક રોગોનાં બીજ આરોપણ કરી માનવશરીરને હીન દશાએ પહોંચાડનારાં માલમ પડે છે. સુધરેલાં પીણાં પીનારા વર્ગને સ્વપ્ને પણ અનુભવ નહિ હોય કે કકડીને લાગતી ભૂખ કેવી હશે!

જે સુખ અને શરીરબળનો અનુભવ, એક ગરીબ કે સામાન્ય સ્થિતિનો માણસ બાજરાનો ટાઢો રોટલો અને છાશ કે ખીચડીનો ખાનારો જે આનંદ અને આરોગ્ય મેળવી શકતો હશે, તે સુખ ને આરોગ્ય દિવસમાં ત્રણ ચાર વખત ચા, કૉફી, કોકોના ઉકાળા અને સોડાના બાટલા ચઢાવનારા મેળવી શકતા હશે? (ભજનમાળા ભાગ ૫ માંથી)

(છાશ વિષે શુભસંગ્રહ ગ્રંથ ૬ પૃષ્ઠ ૭૫૮ માં છપાયલો મોટો લેખ પણ વાંચજો.)

# ટર્પેન્ટાઈન (તરપીટન તેલ)ના ફાયદા

સામાન્ય રીતે તો ટર્પેન્ટાઇન તેલ જેને ગામઠી બોલીમાં "તરપીટન" કહે છે તે રંગવાના, પૉલિશ-ચળકાટ કરવાના વગેરે અનેક કામમાં આવે છે; પરંતુ રોજના ઘરગતુ કામમાં પણ તેની ઉપયોગિતા ઓછી નથી. વાસ્તવમાં એ એક ઘણીજ ઉપકારક વસ્તુ છે. દવામાં, મચ્છરોથી બચવા માટે, હવા શુદ્ધ કરવા માટે તથા કપડાં વગેરેની સફાઇમાં તેનો બહુ સારો ઉપયોગ થઇ શકે છે. તેની ઉપયોગિતા વિચારીને તેના ફાયદા તથા તેના ઉપયોગની વિધિ અત્રે રજુ કરીએ છીએ.

**દવા તરીકેનો ઉપયોગ**

૧-પેટમાં દર્દ થતું હોય તો વરિયાળીનો અર્ક એક ચમચો લઇ તેમાં બાળકો માટે એકથી દોઢ ટીપું અને યુવાનને માટે બેથી ચાર ટીપાં આ તેલ પાવાથી પેટનું દર્દ તરતજ મટી જાય છે.

૨-દાઝયા ઉપર ટર્પેન્ટાઇનમાં ભીંજવેલું રૂ મૂકવાથી આરામ થાય છે.

૩-કપાયલા ભાગ ઉપર ટર્પેન્ટાઈનની પટ્ટી બાંધવાથી તરતજ આરામ થાય છે.

૪-કોઇ અંગ કપાવાથી લોહી નીકળ્યા કરતું હોય તો ટર્પેન્ટાઇન લગાવવાથી તે બંધ થશે.

૫-ફટકો લાગ્યા ઉપર અથવા દુખતા ભાગ ઉપર ટર્પેન્ટાઇનનું માલીસ કરવાથી બહુ લાભ થાય છે.

૬-બરો, વિંછી વગેરે ઝેરી જંતુઓ ડંખે ત્યારે ટર્પેન્ટાઇન લગાવવાથી જલદી આરામ થાય છે.

૭-ચોમાસામાં થતા ખીલ ઉપર ટર્પેન્ટાઇનની પટ્ટી બાંધવાથી સારો ફાયદો થાય છે.

૮-દાદર ઉપર દિવસમાં બે ત્રણ વાર ટર્પેન્ટાઇન લગાવવાથી થોડા દિવસોમાં આરામ થઇ જાય છે.

૯-ચૂંટ (ખુજલી-વલૂર) ઉપર ટર્પેન્ટાઇન ચોળવાથી ફાયદો થાય છે.

૧૦-પેટ ફૂલે ત્યારે હાથથી ધીમે ધીમે પેટ ઉપર ટર્પેન્ટાઇન ચોળવું. આથી બહુ ફાયદો થશે.

**મચ્છરોથી બચવા માટે:**-સૂતી વખતે ટર્પેન્ટાઇનનાં કેટલાંક ટીપાં પથારીમાં છાંટવાથી મચ્છર ભાગે છે. આ રીત ન ગમે તો નવટાંક તેલમાં એક તોલો ટર્પેન્ટાઇન ભેળવી શરીરે ચોળવું.

**વાયુશુદ્ધિ માટે:**-કૉલેરા, પ્લેગ, મોસમી તાવ, ઇન્ફ્લુએન્ઝા વગેરે વ્યાધિમાં એક રતલ હવન-સામગ્રીમાં અધોળ ટર્પેન્ટાઇન અને છ માસા કપૂર ભેળવી હવન કરવાથી બિમારીનાં જંતુઓ મરે છે.

**શૃંગારતરીકે:**-(૧) મોં ઉપરના કરોળિયા તથા યુવાવસ્થાના ખીલ ઉપર સ્નાન પહેલાં બે ચાર મિનિટ સુધી ટર્પેન્ટાઇન લગાવીને મોં ધોતા રહેવાથી ઠીક ફાયદો થાય છે. (૨) વરસાદ અને ગરમીને લીધે શરીર ઉપર નાની મોટી ફોલ્લીઓ થાય છે તે ઉપર ચાર પાંચ મિનિટ ટર્પેન્ટાઇન લગાવીને તે ભાગ ધોઇ નાખવાથી જલદી ફાયદો થાય છે. (૩) નખ વગેરેને ચમકદાર બનાવવા માટે ટર્પેન્ટાઇન બે મિનિટ સુધી લગાવી રાખ્યા પછી ધોઇ નાખવાથી બહુ ફાયદો થાય છે. આ ક્રિયા અઠવાડિયામાં એક વાર કરવી જોઇએ.

**કપડાંની સફાઇ માટે:**-(૧) મલમલ, સૂતરાઉ, રેશમી કે ગરમ કપડાં ઉપર ડાઘા પડી ગયા હોય તો તેના ઉપર ટર્પેન્ટાઇન લગાવવાથી ડાઘા સાફ થઈ જાય છે. યાદ રાખવું કે, ટર્પેન્ટાઇનથી તે કપડાંના રંગ ઉપર જરા પણ ખરાબ અસર થતી નથી. (૨) એક ગેલન સાબુના પાણીમાં બે ઔંસ (બે અધોળ) ટર્પેન્ટાઇન ભેળવવું. એ પાણીમાં મેલું કપડું એક કલાક રાખવું. પછી તે કપડાને ધોઈ નાખવાથી મેલું કપડું તદ્દન સાફ થઈ જશે.

# રાઈમીઠાની મહત્તા

(લેખકઃ-શ્રી. મોહનલાલ માણેકલાલ ઝવેરી.)

કેટલાક કહે છે કે:–"ઘરકી મુરઘી દાલ બરાબર" તેમ ઘણી ચીજો બહુ લાભદાયક હોવા છતાં ઓછી આદરપાત્ર થઇ છે અને તેમાંની એક **"નજર ઉતારવાનાં રાઈમીઠાં"** પણ છે.

**"નજર ઉતારવાનાં રાઈમીઠાં"**નું નામ વાંચીને હું નથી ધારતો કે કોઇ પણ વાચક હસ્યા વગર આગળ વધે; પણ ઉપકાર માનો એ જર્મન-અંગ્રેજની મોટીમસ લડાઇનો કે મા-દીકરાની જૂની તકરારો બંધ થઇ અમારા ઘરમાં શાંતિનું સામ્રાજ્ય ફેલાયું.

નજર ઉતારવામાં રાઇ અને મીઠું બે ચીજ વપરાય છે. ભલી દુવાના અદૃશ્ય ગુણો તો શ્રેષ્ઠ કોટીવાળા અને ઉંડા અભ્યાસીઓજ જાણે; પણ મારે તો રાઈમીઠાં અગ્નિમાં નાખવાના ગુણદોષ જોવા છે. લડાઇમાં આ બન્ને ચીજોની ગેસ વપરાઈ છે, એ જાણીને બધાને અજાયબી લાગશે. રાઇની અને મીઠાની ધૂણીનાં સીલીંડરો–લોખંડના નળા ને નળા—ભરી ભરીને જર્મનોએ વાપર્યાં છે અને તે વખતે મને રઘુવંશનો પેલો શ્લોક યાદ આવતો કે—

**संमोहन नाम सखे ममास्त्रं प्रयोग संहारविभक्तमन्त्रम् ।**
**गांधर्वमादत्स्व यतः प्रयोक्तुर्न चारिहिंसा विजयश्चहस्ते ॥**

શત્રુની હિંસા કર્યા વગર તેના પર વિજય મેળવવાનું સંમોહનાસ્ત્ર કાલિદાસે જણાવ્યું છે, તે આ રાઇમીઠાની ધૂમાડી તો નહિ હોય ?

રાઇમીઠાની ધૂમાડીના નળા જર્મનોએ અંગ્રેજો વગેરે રાજ્યો પર ઠાલવ્યા, તે કંઇ નજર ઉતારવા માટે નહિ પણ નજર બાંધવા માટે–તેમને બેહોશ કરવા માટે, અને વધુ પ્રમાણમાં જેને લાગે તેને શારીરિક નુકસાન કરવા માટેજ; પણ આપણને એના નાના પ્રમાણના ગુણોની માહિતી ઘણી ઉપયોગી છે અને તે ડૉકટરોએ ભેગી કરી રાખી છે, એટલુંજ નહિ પણ ચિકિત્સામાં એ માહિતીનો ઘણો ઉપયોગ હવે કરવામાં આવે છે.

મીઠાના પૂજારી આપણા લવણાનંદજી મહારાજ જે મીઠા પાછળ સાધુ બન્યા છે, તેઓએ પણ કદી મીઠાનો આટલો સારો ઉપયોગ બતાવ્યો નથી, કે જેટલો ઘેર ઘેર ડોસીઓ જાણે છે!! મીઠું બાળવાથી **ક્લોરીન** ગેસ છૂટી પડી હવામાં મળે છે. એજ હવા શ્વાસમાં લેવાય છે. મનુષ્યમાત્રના ગળામાં સૌથી વધુ જાતના રોગના જંતુઓ હોય છે એ જાણીતું છે અને હવા ત્યાં થઇનેજ અંદર જાય છે. જો એમાં કલોરીનનો અંશ (ઘણોજ થોડો) હોય તો તે ગળામાંના રોગનાં જંતુઓને મારી નાખી આપણને તંદુરસ્ત રહેવામાં મદદ કરે છે. મીઠાની ધૂમાડી ઇન્ફ્લુએન્ઝાની તો એક ઉત્તમમાં ઉત્તમ દવા છે અને મુંબઇના એક ઉત્તમોત્તમ રસાયનવિજ્ઞાનશાસ્ત્રી સ્વ. **પ્રો. ટી. કે. ગજ્જરે** "ટરકલોરાઇટ"ની મેળવણી ઇન્ફ્લુએન્ઝાની રામબાણ દવાતરીકે એક કંપનીને વેચી તેનો માત્ર નુસ્ખો આપવાના પચાસહજાર રૂપિયા લીધા હતા. લડાઇ દરમિયાન પણ જે સોલ્જરોને "ક્લોરીન ગેસ" (મીઠાની ધૂમાડી) લાગેલી તેમને ઇન્ફ્લુએન્ઝા થતોજ નહિ !! આ તક મને પચીસેક વર્ષ પરની એક વાત યાદ આવે છે, તે પણ આની પુષ્ટિમાં ઉપયોગી છે. મુંબઇમાં શ્રીગોપાળદાસ તેજપાલ હાઇસ્કૂલથી કાલકાદેવી તરફ જતાં અધવચમાં એક દવાખાનું **ડૉ. જગમોહનદાસ છબીલદાસ મરચંટનું** હતું. અમારા એક સંબંધીને પ્લેગ થયો ત્યારે તેમની દવા કરવા માંડેલી.

તેમણે અમને એક ધૂપ ચાલુ રાખવાનું કહ્યું હતું; તેમાં હું ભૂલતો ન હોઉં તો નીચે પ્રમાણેની ચીજો હતીઃ-

હીરાકસી ૧ શેર, નવસાર ૨ શેર, સાધારણ મીઠું ૩ શેર, ભેગું વાટી જાડા કપડા પર પાથરી તવા પર મૂકી તવો સઘડી પર ચઢાવી દેવો; એટલે એમાંથી ધૂણી નીકળ્યા કરીને હવા શુદ્ધ થાય. આ ધૂપ બળી રહે પછી જે લાલાશ પડતી રાખ રહી જાય તેને પાણી સાથે મેળવી ગાંઠ પર ચોપડવી.

આ પ્રમાણે કરવાથી દરદીને આરામ થયો હતો. સાથે દવા એજ ડૉકટરની ચાલતી, પણ આપણે આ બધામાંથી ધૂપની બાબતે પર લક્ષ્ય આપવાનું છે. ધૂપમાંની ચીજો આયર્ન એમોનિયમ ક્લોરાઇડ અને સોડિયમ ક્લોરાઇડમાં પણ આપણા પ્રસ્તુત વિષયની મુખ્ય ગેસ ક્લોરીનજ દેખાય છે અને એનોજ ગુણ થતો હોય તેવું માનવાને કારણ મળે છે. લગાડવામાં બાકી રહેલું આમ આયર્ન ઓકસાઇડ વગેરે મિક્ષ્ચર ગાંઠને બાળીને ફાડી નાખે-કૉટરાઇઝ કરી નાખે, એ હેતુ હોવો જોઇએ એમ હું ધારૂં છું.

ઇન્ફલ્યુએન્ઝા ઘણો જલદી ફેલાય છે અને ડૉકટરો પાસે એવું કોઈ ખાત્રીભર્યું ઔષધ નથી; પણ ત્રણ કરોડ માણસના જીવ જવા પછી લડાઇએ શીખવ્યું કે, હવામાં સહેજ ક્લોરીન મળ્યું હોય તો ઇન્ફલ્યુએન્ઝા નષ્ટ થાય અને દરદીના ઓરડામાં થોડું ક્લોરીન છોડયું હોય તો ચોવીસ કલાકમાં દરદી સાજો થઇ શકે. ચેપી રોગ ચાલતા હોય ત્યારે ઇસ્પિતાલો, નાટકશાળા, સ્કૂલો, સીનેમા, સભાગૃહો, ઑફીસો વગેરેની હવામાં ક્લોરીન છોડવુંજ જોઇએ. ક્લોરીનની ટાંકી કે સિલિંડર મળે છે, તેમજ છૂટક રંગવાળાને ત્યાં બ્લીચીંગ પાઉડર વેચાય છે એનું પાણી કરી છાંટવાથી ક્લોરીન મેળવાય છે. મીઠું દેવતા પર નાખો કે ક્લોરીન મળે. મુંબઇ જેવા શહેરના વૉટર વર્ક્સ અને નાહવાના પાણીનાં તળાવોમાં સફાઇ માટે તે વપરાય છે. એથી શુદ્ધ પાણી પીવા મળી શકે. જો કે એનાથી કુદરતી પાણીના થાક ઉતારવાના અને રોગપ્રતિબંધક ગુણો હણાઈ જાય છે, પણ ક્લોરીનથી પાણીમાંના રોગજંતુ નષ્ટ થાય છે.

ઈ० સ० ૧૯૧૭ માં ફ્રાન્સમાં ખૂબ ઇન્ફલ્યુએન્ઝા ચાલતો હતો. લશ્કરની છાવણીમાં પણ એણે ત્રાસ વર્તાવ્યો હતો. બીજી તરફ લગભગ ઘણા સોલ્જરો ક્લોરીન ગેસથી મરણ પામ્યા હતા; પણ અહીં જે ગેસ લાગેલા સોલ્જરો બચી ગયેલા આવ્યા તેમાંના એકેને ઇન્ફલ્યુએન્ઝા લાગુજ પડયો નહિ !! આજ પ્રમાણે ગેસ (ક્લોરીન) લાગેલાઓને કદી બ્રોંકાઇટીસ (ઉધરસ) અને ન્યુમોનિયા પણ થતો નહિ; તેમજ શ્વાસમાર્ગના કોઇ રોગ થતા નહિ. આ બધાનું કારણ તપાસતાં લડાઈ ખાતાના ડૉકટરોને જણાયું કે, એ તો હવામાં સહેજ ક્લોરીન મળેલું હોવાને લીધેજ હતું, એમાં શક નહિ.

હાલમાંજ લશ્કરમાં શરદીનો રોગ ચાલ્યો હતો અને તેમાં ઉધરસ લાગુ પડતી. ડૉકટરોએ આ જણાતાંજ લશ્કરની નજર-રાઇમીઠાં-ઉતારવાનું નક્કી કર્યું ! તેમણે એક ઓરડો તૈયાર કર્યો અને પચાસ પચાસ જણને તેમાં બેસાડી મીઠાની ધૂમાડી-ક્લોરીન ગેસ-છોડવા માંડી અને બધાને શ્વાસ ચલાવવા હુકમ કર્યો. ચોવીસ કલાકમાં તો બધાંની શરદી અને ઉધરસ મટી ગયાં !! હવે તો એ સિદ્ધાંત થઇ ગયો છે કે, ક્લોરીન-મીઠાની ધૂમાડી અને બીજી રાઇ વગેરેની ધૂણી ચેપી રોગોનાં જંતુઓને નષ્ટ કરે છે અને વધતા અટકાવે છે; માટે તેજ વાપરવી. રાઇની ધૂણી ક્ષયરોગના નાશનું કારણ થશે, એમ ખાત્રી થવા માંડી છે. ૧૯૧૭ માં ઈપ્રીસમાં જર્મનોએ પહેલવહેલી રાઈની ધૂણી વાપરી હતી. આ ધૂણી અપાયલા સિપાઇઓમાં જેટલા ક્ષયના દરદી દર હજારે હતા તે કરતાં બહારના લશ્કરમાં ૧૯૧૮ માં દોઢા દરદી દર હજારે હતા; અને ૧૯૧૯ માં રાઇની ધૂણી ખાધેલા સોલ્જરો કરતાં બહારનામાં ક્ષય બેવડો હતો; એટલે કે ક્ષયરોગ રાઇની ધૂણી લીધેલાને થતો નહિ અને હોય તો ઘટતો જતો હતો.

લડાઇની છેવટ મિત્રરાજ્યોના રણસંગ્રામ પરના લશ્કરીઓમાં ક્ષય વધતો જવો જોઇતો હતો; કેમકે ખાવા-પીવા અને સૂવાની કાયમ હાડમારી હતી અને હવા લાગતી, છતાં ક્ષય ઘટયો !

પાછળથી પ્રયોગો કરતાં જણાયું હતું કે રાઇની ધૂણીના એક ટકાના ઇંજેકશનથી ક્ષય થતો અટકે છે, તેમજ વધતો પણ અટકે છે.

લડાઇની બીજી લેવીસાઇટ વગેરે ગેસો અને તેના ફાયદાથી આપણને અહીં કશું લાગતું વળગતું નથી તેથી તેનું વર્ણન અહીં નકામું છે; પણ આટલાજ વર્ણન પરથી ડોશીમાનાં રાઇ-મીઠાં ઉતારી બાળવાના વહેમનું મૂળ સમજી શકાશે.

અમેરિકામાં વૉશિંગ્ટનના નેશલન કેપીટોલમાં સીનેટર્સની શરદી મટાડવા માટે કેમીકલ

વેલ્ફેર સર્વિસની દેખરેખ નીચે એક ઓરડો ક્લોરીન આપવા માટે રાખ્યો છે. અહીં શરદી લાગેલા સીનેટરોને એક કલાકસુધી ક્લોરીનવાળી હવામાં બેસાડવામાં આવે છે અને તેટલામાં તેઓ સંપૂર્ણ તંદુરસ્ત થઇ જાય છે; પણ ક્વચિત્ બબ્બે દિવસને અંતરે ત્રણ વાર ક્લોરીન ગેસ લેવી પડે છે, જેથી ઉધરસ અને શરદી બંને મટી જાય છે. લડાઇ ન થઈ હોત તો શ્વાસનળીના આ બધા રોગો માટે રાઇમીઠાની ધૂણી (ક્લોરીન એન્ડ મસ્ટર્ડ ગેસીસ) એટલી ઉપયોગી છે, એ કેમ જણાત ?

શરદી, ન્યુમોનિયા, ડીફ્થેરિયા (ગળસુણી), ઉધરસ આદિનાં જંતુઓ **જીલેટીન પર** ઉછેરીને તેઓને સહેજ ક્લોરીન મેળવેલી હવામાં રાખવામાં આવ્યાં હતાં અને નાનાં જંતુઓને જરાએ હરકત ન કરે એટલા પ્રમાણમાં ક્લોરીન ગેસ મેળવેલી હવામાં એક કલાક રાખવાથી એ બધાં જંતુઓ સદંતર નષ્ટ થયાં હતાં.

કેમીકલ વેલ્ફેર સોસાઇટીએ લડાઇ ખાતાના ડૉકટરો સાથે મળીને ગેસોના સાધારણ રોગોમાં લાભ લેવા માટેના પ્રયોગો શરૂ કર્યા. એક એર-ટાઇટ ઓરડો બાંધી તેમાં ગેસો દ્વારા પાંચથી છ માણસોનો ઇલાજ કરવાનું ચાલુ કર્યું. શરદી, સળેખમ, નાકમાંનો સોજો, ઉધરસ, ઘોડા ઉધરસ અને ઇન્ફ્લ્યુએન્ઝા વગેરેના દરદીઓને એથી આરામ થવા માંડયો.

ઘણાખરા દરદીઓને એક વાર ગેસ આપવાથીજ ફાયદો થઇ જતો. કેટલાએકને એકથી વધારે વાર પણ "ધૂણાવવા" પડતા, પણ સેંકડે પંચાણું-ખાસ કરી શરદીના તો સોએ સો દરદી સુધરીજ જતા. કોઇકજ એવા હઠીલા નીકળતા જે ગેસથી સુધરતા જણાતા ન હતા.

પણ એ અગવડ પણ અનુભવાઇ છે કે, ઓરડા બાંધવાનું કંઈ બધે પરવડે નહિ. બીજી કોઇ રીત જોઇએ. તેથી કેમીકલ વેલ્ફેર સર્વિસે નાનું સરખું યંત્ર બનાવ્યું છે; જે ડૉકટર પોતાના દરદી માટે ગમે ત્યાં પણ વાપરી શકે. આ યંત્રમાંથી મરજી માફક હવા અને ગેસની મેળવણી છોડાય છે અને હવે વૉશિંગ્ટનના કેપેટોલમાં સીનેટરો માટે એ યંત્રજ વપરાય છે. ક્લોરીનની ટયુબમાંથી નીઠાના પાણીમાં થઇને ક્લોરીન ગેસ થોડે થોડે વખતે હવામાં છૂટયા કરે છે અને દરદી શ્વાસ લીધા કરે છે. દર વખતે ૩૦ કયુબીક સેન્ટીમિટર ક્લોરીન ગેસ છૂટે છે. માણસના શ્વાસમાં **એક લાખ ભાગ હવામાં એક ભાગ ક્લોરીન** મળીને જતી હોય ત્યાંસુધી જરાએ અડચણ આવતી નથી. આથી વધારે થતાં શ્વાસનળીમાં ખવાઇ જવા જેવું-વવળવા જેવું-થાય છે. ક્લોરીનની જે ટયુબો બનાવવામાં આવી છે, તેમાંથી સાત વખતમાં થઇને દશ ફીટ લાંબા, દશ ફીટ પહોળા અને દશ ફીટ ઉંડા ઓરડામાં (દર એક લાખ ભાગે એક ભાગ ક્લોરીન ગેસને હિસાબે) ગેસ પૂરતી થઈ પડે છે. શ્વાસનળીના આખા વિસ્તાર પર જે ભીનાશ હોય છે, તેમાંજ રોગના જંતુઓ રહે અને ઉછરે છે; અને આ ગેસવાળી હવામાં એ ગુણ છે કે, તે એ બધે ઠેકાણે લાગીને બધા પ્રકારના રોગનાં જંતુઓનો નાશ કરે છે. થોડા દહાડામાં એ નવી પદ્ધતિ અહીં પણ પગપેસારો કરશે અને આજ ડૉકટરોને જેમ ઈંજેકશનોના નામે તડાકો પડે છે અને જરૂર કે બીનજરૂરે જેમ ઈંજેકશન દરેક દરદીને બતાવી દેવામાં આવે છે અને હવે દવાના આઠ આના કે બાર આના મોંઘા લાગે છે અને ઇંજેકશનના પાંચ દશ કે પચાસ-સાઠ વહાલા લાગે છે, તેમ ગેસીંગનો નવો બજાર ખુલશે ! કોઈ રાઇમીઠાં ઉતારવાનું નહિ કહે, પણ ગેસ લેવાનુંજ કહેશે અને શનિ કે રાહુની ઉતરીને ડૉકટરોને **શુક્રની દશા બેસશે !!**

ગેસની વાત ચાલતાં લેવીસાઇટ ગેસ પર પણ વિચાર કરવો અસ્થાને નહિ ગણાય. "આર્સેનીક" (સોમલ) અને "એસીટીલીન" (કેલ્શ્યમ કારબાઇડની ગેસ) બન્નેના મિશ્રણથી લેવીસાઇટ બને છે; અને મનુષ્યની ચામડી પર માત્ર લાગે એટલામાં જીવ લે, એટલા માટે લડાઇમાં તે વપરાતી હતી. એક લશ્કરી ડૉકટરે એનાથી ગાંડાઓને સાજા કરવાનું શોધ્યું અને અનેક દરદીઓ સુધાર્યા છે. (તા. ૨૩-૧૧-૨૪ ના 'ગુજરાતી'માંથી થોડા સંશોધન સાથે)

---

# વડની મહત્તા

હિંદુ ધર્મમાં જે જે વૃક્ષો તરફ આદરભાવ અને સન્માનની દૃષ્ટિથી જોવામાં આવે છે, તે બધાં વૃક્ષો ઉપયોગમાં એક એકથી ચઢિયાતાં હોય છે. તે બધાં મનુષ્યના આરોગ્યરક્ષણની રામબાણ ઔષધિઓ હોય છે! + + + જેમ તુલસી આરોગ્યરક્ષણ માટે ઘણીજ ઉપયોગી છે; તેમ વડનું ઝાડ પણ તંદુરસ્તી માટે કેટલું બધું ઉપયોગી છે તે અમે આ લેખમાં બતાવીશું.

**વડનું દૂધ**—વડની ડાંખળી અને પાંદડાંને તોડવાથી જે સફેદ રંગનો પ્રવાહી પદાર્થ નીકળે છે તેને વડનું દૂધ કહે છે. તે ઘણુંજ ઉપયોગી છે. તે સંકોચક, સ્તંભક, બળકારક, લોહીવર્ધક, પાચનશક્તિવર્ધક, સ્નાયુઓમાં ઉત્તેજના લાવનાર અને વીર્યાદિ ધાતુઓનું પોષણ કરનાર છે. આંતરડાં અને પેટની દુર્બળતા ટાળી આંતરડાંને મજબૂત બનાવે છે. પક્વાશયના રોગોની તે ઉત્તમ ઔષધિ છે. તે સંકોચક હોવાથી આમાશયના રોગોમાં બહુ લાભકારી છે. જ્યારે અનેક પ્રકારની અત્યંત તીક્ષ્ણ અને ઝેરી દવાઓના સેવનથી આંતરડાંમાં અત્યંત લૂખાપણું અને ઝેરી અસર થઈ આંતરડાંની શક્તિ ઘટી જાય છે, ત્યારે વડના દૂધથી વિશેષ લાભ થાય છે. **આમાતિસાર** અને **રક્તાતિસાર** વગેરે રોગોમાં તેનો ઠીક ઉપયોગ થાય છે. આંતરડાંના કે પેટના જે રોગોમાં **દૂધ પચતું ન હોય** ત્યારે વડનું દૂધ બહુ સરસ કામ આવે છે. **અજીર્ણ**ને લીધે જ્યારે આહાર જરા પણ પચી શકતો નથી અથવા ઉલટી દ્વારા પાછો નીકળી જાય છે; તેવી સ્થિતિમાં વડનું અતિ પુષ્ટિકારક દૂધ પથ્ય તરીકે અપાય છે! **દૂઝતા હરસમાં** જ્યારે કોઇ પણ પ્રકારે લોહી પડવું બંધ થતું નથી, ત્યારે વડના દૂધનાં ૪–૫ ટીપાં દિવસમાં બે ત્રણ વાર લેવાથી તરત બંધ થાય છે. તે સિવાય લોહી પડે છે તે **મરડાનો વ્યાધિ** પણ તેનો ઉપયોગ કરવાથી મટી જાય છે. અધોગત **રક્તપિત્ત** અને **સ્ત્રીઓના વધુ રક્તસ્રાવ** તેમજ **રક્તપ્રદરમાં** વડનું દૂધ ખાસ ફાયદો કરે છે.

**ક્ષીણતા**—અનેક પ્રકારનાં કુકર્મોથી જેમનું વીર્ય ક્ષીણ અથવા પાતળું પડી ગયું હોય તેમને પણ તે ઘણું ઉપયોગી છે. શરીરની સાધારણ દુર્બળતામાં પણ તે સેવવાથી શરીર પુષ્ટ થાય છે.

**ખાંસી**—જૂની ખાંસી–ખાસ કરીને દમની ખાંસીમાં ૫–૭ ટીપાં રોજ ખાવાથી બહુ લાભ થાય છે.

**અજીર્ણ**—જ્યારે શરીરમાં લોહી ઓછું થઇ જવાથી અજીર્ણ, મંદાગ્નિ વગેરે રોગોની ફરિયાદ હમેશાં રહ્યા કરે છે ત્યારે તેનું સેવન કરવાથી શરીરમાં લોહી અને સૌંદર્યની વૃદ્ધિ થાય છે.

**નપુંસકતા**—વડનું દૂધ સ્નાયુઓની દુર્બળતાને દૂર કરે છે; તેથી તે નપુંસકતામાં પણ ખાસ ફાયદો આપે છે. ધાતુની નબળાઈ અને સ્વપ્નદોષમાં તે વિશેષ ફાયદાકારક છે.

**આંખનું ફૂલ**—વડના દૂધ સાથે કપૂર ઘસીને આંજવાથી મટી જાય છે.

**ચામડી ફાટવી**—હાથ કે પગની ચામડી ફાટે ત્યારે વડનું દૂધ લગાવવાથી જલદી આરામ થાય છે.

**ખીલ, કરોળિયા**—વડનું દૂધ અને હળદરનું ચૂર્ણ એકત્ર કરીને મોઢા ઉપર ચોળવાથી ખીલ–ડાઘા–કરોળિયા વગેરે વિકાર જલદી દૂર થાય છે.

**દાંતની પીડા**—આમાં વડનું દૂધ અકસીર છે. રૂના પુમડાથી વડનું દૂધ દાંતમાં લગાવવાથી દાંતની પીડા મટે છે. એમાં મસ્તકીનું ચૂર્ણ મેળવી દાંતે લગાવવાથી પીડા તરત મટી દાંત મજબૂત થાય છે.

**આંખો આવવી**—આંખો દુઃખવાથી જ્યારે આંખોમાં બહુ લાલાશ આવીને પીડા થાય છે, ત્યારે પોપચાં ઉપર વડના દૂધનાં પોળિયાં મૂકવાથી દર્દ ઓછું થાય છે. અથવા આંખો દુઃખે ત્યારે વડના દૂધનો માણસની કાનપટ્ટીઓ ઉપર લેપ કરવાથી આંખોની પીડા ઓછી થઇ જાય છે.

**રસોળી**—વડનું દૂધ, કૂટ (આ વસ્તુ કાઠિયાવાડમાં પ્રસિદ્ધ છે.) અને સાંભર મીઠું પીસીને તેની લુગદી બનાવી તેની સાથે વડનું પાન વાટીને રસોળીની શરૂઆત થતી હોય ત્યારે તે ઉપર લગાવવાથી તે બેસી જાય છે.

**ગડગુમડ**—વડના દૂધમાં ખૂબ ભીંજવેલી પટી મારવાથી જૂનાં ગુમડાંના ઘા જલદી રૂઝાઈ જાય છે.

("મનોરમા"ના ડૉ૦ ગોપાલશરણજીના લેખનો અનુવાદ)

# તુલસીના ગુણ અને ઉપયોગ

આપણા પ્રાચીન આચાર્યોએ તુલસીના છોડને પૂજવા યોગ્ય કેમ માન્યો હશે ? પ્રત્યેક હિંદુને ઘેર અને બાગબગીચામાં તે ઉગાડવાની આજ્ઞા શામાટે કરી હશે ? કારણ કે, તે ધર્મકર્મની સહાયક છે અને કઠોર વ્યાધિઓથી રક્ષણ કરે છે. વૈદકશાસ્ત્રમાં નીચે પ્રમાણે ગુણ કહ્યા છેઃ—

**श्वेता च कृष्णा तुलसी तिक्तं कटूष्णो कथ्यते । दाहपित्तकरी हृद्या तुवरा ह्यग्निदीपिका ॥**
**लघ्वी वातकफश्वासकासहिक्का क्रमाज्जयेत् । वान्तिदौर्गंध्यकुष्ठानि पार्श्वशूलविषापहा ॥**
**मूत्रकृच्छ्रं रक्तदोषं भूतबाधां च नाशयेत् । शूलज्वरं च हिक्कां च नाशयेदिति कीर्तिता ॥**

અર્થ:—સફેદ અને કાળી બેઉ જાતની તુલસી તીખી, કડવી, ગરમ, તીક્ષ્ણ, દાહજનક, પિત્તકારક, હૃદયને હિતકારી, અગ્નિદીપક, હલકી તથા વાત, કફ, શ્વાસ, ખાંસી, હિક્કા, કૃમિ, ઉલટી, દુર્ગંધ, કોઢ, પડખાંનું શૂળ વિષ, મૂત્રકૃચ્છ્ર, રકતદોષ, ભૂતબાધા, શૂળ, જ્વર અને હેડકીને દૂર કરનારી છે.

વળી કહ્યું છે કે જે મહારોગ ચામડી, માંસ તથા હાડકાંમાં પહોંચી ગયો હોય તેનો પણ ધોળી તુલસીથી નાશ થાય છે તથા કાળી તુલસી રૂપવાન કરનારી તથા શરીર ઉપરના ધોળા ડાઘ અને ચામડીના અન્ય રોગ મટાડનારી છે. વળી—

**तुलसीकाननं चैव गृहे यस्यावतिष्ठते । तद् गृहं तीर्थवत्तत्रि नायांति यमकिंकराः ॥**
**तुलसीगंधमादाय यत्र गच्छति मारुतः । दिशो दश पुनात्याशु भूतग्रामाँश्चतुर्विधान् ॥पद्मोत्तर०**

અર્થ:-જે ઘેર તુલસીના છોડ હોય તે ઘર તીર્થસમાન છે. ત્યાં (વ્યાધિરૂપ) યમદૂતો આવતા નથી. કેમકે તુલસીની સુગંધવાળો વાયુ જયાં જયાં જાય છે, ત્યાં ત્યાં સર્વ તરફથી સર્વ પ્રકારનાં ભૂતગ્રામને તત્કાળ શુદ્ધ કરે છે.

તાવના જંતુઓને નાશ કરવાનો ગુણ તુલસીમાં ખાસ કરીને રહેલો છે. મેલેરિયાના મચ્છરો તો તુલસીથી દૂરજ રહે છે. સર્પ પણ તુલસીના કયારામાં આવતો નથી. રામતુલસી કરતાં કૃષ્ણ-તુલસી વધારે ઉગ્ર છે. અંગ્રેજી વૈદકવિજ્ઞાન પણ તુલસીના ઉપરોકત ગુણો માટે સંમત થયેલું છે. આવા અનેક પ્રકારના ફાયદાઓને લીધે હમેશાં તુલસીને પાણી રેડવું, ફેરા ફરવા અને ધૂપદીપ, પૂજન વગેરે દેવાર્ચનમાં તુલસીની યોજના કરવામાં આવી છે. ચોમાસામાં જયારે મેલેરિયાનો ઉપદ્રવ હોય છે, ત્યારે તુળસી-પીપળાનું પૂજન કરવાનું વ્રત લેવાનો આજ ઉદ્દેશ છે.

તુલસીનાં મૂળ, પાન, માંજર વગેરે અનેક રોગ ઉપર થાય છે. જેમકે:—

તુલસીનાં પાંચથી દશ પાન પલાળી, ચોળી તેનો રસ જરા સાકર સાથે હમેશાં પાવાથી નાનાં બચ્ચાંઓના સાંધા મજબૂત થઇ જલદી ચાલવા શીખે છે.

તુલસીના મૂળની છાલનું વસ્ત્રગાળ ચૂર્ણ અર્ધીથી એક રતી મધ અગર ધાવણ સાથે આપવાથી બાળકની ભરાણી મટે છે.

તુલસીનાં પાન અને માંજર ઉકાળી ગોળ સાથે પાવાથી બાળકની સસણી મટે છે.

તુલસી તથા આદુનો રસ સહેજ ગરમ કરી થોડા મધ સાથે હમેશાં પાવાથી આફરો, ચુંક, બંધકોષ, કૃમી, અજીર્ણ, ઉલટી, હેડકી, ખાંસી, સળેખમ, તાવ વગેરે મટી દુર્બળ માંદાં બાળકો ખૂબ તંદુરસ્ત અને મજબૂત થશે.

દેશ, ઋતુ, વય અને દર્દના પ્રમાણમાં તુલસીનો રસ તોલો પા થી એક, મરીના બે ચાર દાણા તથા સાકર સાથે થોડા દહાડા લેવાથી જીર્ણજ્વર, ખાંસી તથા છાતીનો દુખાવો મટે છે. તથા તુલસીના એકઆનીભારથી અરધા તોલા રસમાં એક વાલથી બેઆનીભાર એલચીનું ચૂર્ણ તથા એક વાલથી પા તોલો સાકરનો ભૂકો નાખી પાવાથી સખત ઉલટી પણ દબાય છે. અને તુલસીનો રસ તોલો પા થી એકમાં બે ચાર દાણા તીખાંનું ચૂર્ણ મેળવી પાવાથી વિષમજ્વર, મેલેરિયા અને ટાઢિયો તાવ મટે છે. ગરમ પાણી સાથે તે રસ સેવવાથી એકાંતરિયો તાવ મટે છે.

તુલસીનાં પાન, મરી અને સિંધાલુણ ચાવવાથી તેમજ તુલસીનો રસ શરીર પર લગાડવાથી શીળસ મટી જાય છે.

તુલસી અને આદુનો રસ મધ સાથે પીવાથી તાવ તથા ફેફસાંનું અને નાકનું મોટું સળેખમ જશે.

તુલસીનાં પાન, કાળાં મરી, અજમો, લસણ, સિંધાલુણ બધાં સરખે વજને અને કપૂર ઉંચી જાતનો એક રતીથી વાલ એક એ બધાંને સાથે વાટી ઉંમર અને દર્દના પ્રમાણમાં આપવાથી ઝાડા અને કૉલેરામાં સારો ફાયદો બતાવે છે.

તુલસીનો રસ શરીર પર ચોળવાથી મચ્છર કરડતા નથી.

એક વર્ષસુધી તુલસીનો રસ હમેશાં લેવાથી કોઢ, રક્તવિકાર, ત્વચારોગ તથા ભયંકર રગત કોઢ મટે છે.

તુલસીના રસમાં લિંબુ નીચોવી પીવાથી મૂત્રકૃચ્છ્ર–પેશાબનાં દર્દો મટે છે.

તુલસી અને લિંબુનો રસ મેળવી લગાડવાથી માથાનો સડો, માથાની ઉંદરી, દાદર, વગેરે મટે છે.

તુલસીનાં માંજર છાંયે સૂકાવી તેનું ચૂર્ણ બેએકઆનીભાર મધ સાથે સવારમાં લેવાથી આધાશીશી, શીરે વેદના, સળેખમ તથા માથાનો દુઃખાવો શાંત થાય છે.

તુલસીનો રસ, આદુનો રસ અને બંનેથી બમણો લિંબુનો રસ લઇ તેમાં સાકર નાખીને પીવાથી પિત્તપ્રકોપ, કપાળે પિત્ત ચડવું તથા પિત્તની ઉલટીમાં ફાયદો થાય છે.

તુલસીનાં લીલાં માંજર સહિત તેનાં પાનનો રસ કાઢી બે–ચાર ટીપાં કાનમાં નાખવાથી કાનની અંદરનો સોજો કમી કરી રસી નીકળતી બંધ કરે છે.

તુલસીના રસમાં એકાદ રતી કપૂર મેળવી તેમાં રૂનું પૂમડું પલાળી દાંતમાં કે દાઢમાં જ્યાં દુખાવો થતો હોય ત્યાં રાખવાથી દુખાવો બંધ થાય છે.

કાળી તુલસીનાં પાન ચાવી તે રસ તરત ત્રણ ચાર ટીપાં આંખમાં નાખવાથી રતાંધળાપણું દૂર થાય છે.

તુલસીનાં પાન સુંઘવાથી, ચોપડવાથી તથા ખાવાથી વાયુ અને કફથી થયેલા ઉન્માદમાં અત્યંત લાભ થાય છે.

તુલસીનાં પાન ચવડાવવાથી જીભ અને હોઠનાં ચાંદાં મટી જાય છે, મોઢાની બદબો જતી રહે છે, અવાળાં અને દાંત મજબૂત થાય છે અને દાંતનાં દરદો નાબુદ થઇ કંઠ શુદ્ધ થાય છે.

તુલસીનાં પાન વાટીને પીવાથી પાચનશક્તિ વધે છે, વાયુ શુદ્ધ થાય છે તથા શુદ્ધ ઓડકાર આવે છે.

તુલસીનાં પાનનું ચૂર્ણ ભભરાવવાથી ઘામાં પડેલા કીડા મરી જાય છે.

તુલસીનાં પાન અને કાળાં મરીની ગોળી આપવાથી કૉલેરામાં ઉલટી અને ઝાડા બંધ થાય છે.

સળેખમ, ખાંસી તથા છાતીનાં દરદોમાંઃ—કાળી તુલસીની ચ્હા બહુ ગુણકારી છે.

તુલસીનાં પાન, કાળાં મરી તથા સાકર સાથે ખવડાવવાથી અને તેનો રસ શરીર ઉપર લગાડવાથી પ્લેગમાં બહુ લાભ થાય છે.

તેનાં પાન વાટીને ચોપડવાથી કોઇ પણ ભાગમાં સોજો હોય તે મટે છે અને શાંતિ થાય છે.

કાળાં મરી વાટીને તુલસીનાં પાનના રસમાં ભિંજવી છાંયડે મૂકી રાખવાં. સૂકાઇ જાય ત્યારે ફરી તુલસીના રસમાં ભીંજવવાં. આ રીતે સાત વાર ભીંજવીને છાંયડે સૂકવવાં. પછી ચણા જેવડી ગોળીઓ કરી એક શીશીમાં ભરવી. જેને તાવ આવતો હોય, તેણે તાવ આવતા પહેલાં ત્રણ કલાક અગાઉથી કલાકે કલાકે એક એક ગોળી ગરમ પાણી સાથે ગળવાથી સર્વ પ્રકારનો તાવ જશે.

તુલસીનાં પાન છાંયડે સૂકવીને રાખી મૂકવાં. માથામાં પીડા થાય ત્યારે તેનો નાસ લેવાથી તે પીડા જરૂર દૂર થાય છે.

જેને પિશાબ પહેલાં અથવા પછી ધાતુ જતી હોય અથવા સ્વપ્નમાં ધાતુ જતી હોય તે પર તુલસીનાં પાનનો રસ અને સફેદ દ્રોનો રસ છ માસા સાત દિવસ પીવાથી જરૂર આરામ થશે.

તુલસીના રસમાં સુંઠ ઘસી જરા ગરમ કરી કપાળે ચોપડી, માથે ઓઢીને સૂઇ જવાથી પરસેવો વળી ટાઢિયો તાવ ઉતરી જશે તથા ચેન મટશે.

તુલસીના પાનનો રસ તથા મધ અરધો અરધો તોલા લઇ એમાં મરીનો ભૂકો નાખી પીવાથી વિષમજ્વર અટકી જાય છે.

ફુદીનો તથા તુલસીનો ક્વાથ પીવાથી રોજીઓ તાવ મટે છે.

કાળાં મરીની ઉપલી છાલ કાઢી નાખી તુલસીનાં પાંદડાંના રસમાં મેળવી ગોળી બનાવવી. તેને મધમાં ઘસી સાંજે અંજન કરવાથી બે દિવસમાં રતાંધળાપણું જતું રહેશે.

તુલસીના પાનનું ચૂર્ણ કે રસ અને સાબરસિંગની ભસ્મ રતી એકથી એક વાલ સુધી મધ સાથે આપવાથી પડખાંનું શૂળ તથા છાતીનાં અને ક્ષયનાં દરદોમાં સારો ફાયદો બતાવે છે.

સાપ કરડે તે પર તુલસીનો રસ તોલા બેમાં કાળાં મરી દાણા દશનું ચૂર્ણ નાખી દર પાથી અર્ધા કલાકે પાવું, તેમજ કરડેલી જગ્યાએ છેકો મૂકી લોહી કાઢી નાખ્યા બાદ તુલસીનાં પાન તથા મૂળ વાટીને તેનો જાડો લેપ કરવો. ઝેર ચૂસીને એ લેપ કાળો પડતાં લેપ બીજો બદલવો.

તંદુરસ્ત માણસ પણ તુલસીનાં દશ વીસ પાનનું હમેશાં સેવન કરે તો કાયમને માટે શુદ્ધ લોહી પેદા થઇ ઉત્તમ તંદુરસ્તી ભોગવવા સાથે કોઇ દિવસ વાયુનાં અને કફનાં દરદ થતાં નથી.

તુલસીનો ચા—તુલસી, આંબો, જાંબુ, બીલી, બીજોરૂં, આસોપાલવ, એ દરેક ઝાડનાં સાધારણ કૂણાં પાત્રાં લાવી વજનમાં સમાન ભાગે લઇ છાંયે સૂકાવી ડબો ભરી રાખવો. આ તુલસીનો ચા ઉકાળી એમ ને એમ અગર સાકર દૂધ નાખીને માફક પડે તેવી રીતે હમેશાં પીવાથી વાત, પિત્ત, કફ ત્રણે દોષોને શાંત કરે છે, દીપન છે, પાચન છે, રુચિ ઉપજાવે છે, ઝાડો મટે છે, હૃદયને હિતકારી છે, પેશાબ સાફ લાવે છે, પ્રદર મટાડે છે, લોહી સુધારે છે અને ઉલટી પણ મટાડે છે.

પૌષ્ટિક પાક—તુલસી તોલા દસ, ચોપચીની તોલા બે, એખરો તોલા બે, પીપરીમૂળ તોલો એક, નાગકેસર તોલા બે, આસન તોલા બે, એ બધી વસ્તુને ખાંડી કપડછાણ ચૂર્ણ કરી જૂનું મધ તોલા વીસ સાથે મેળવી એક દિવસ રાખ્યા બાદ સાકર તોલા પચાસની ચાસણી કરી તેમાં ઉપરની વસ્તુ નાખી તેમાં કેસર, એલચી, જાવંત્રી એકેક તોલાનું ચૂર્ણ ઉપરથી નાખી મેળવી અવલેહના રૂપમાં એક બરણી ભરી રાખી હમેશાં સવારે તોલા એકથી બે ખાઈ, ઉપર સાકર નાખી ગરમ કરેલું ગાયનું દૂધ પાચન થઇ શકે તેટલું પીવાથી ધાતુક્ષીણતા મટી કાંઇ દોષ હશે તોપણ સુધારી કૌવત આપશે. આ પાક ચોમાસા તેમજ શિયાળામાં ખાઇ શકાશે.

આ સિવાય તાવ અને આંચકીનાં દરદો ઉપર અપાતી અન્ય દવાઓ સાથે પણ તુલસીના રસની અનુપાન તરીકે યોજના કરવામાં આવે છે.

તુલસી ચેપી રોગોની નાશક, કૃમિઘ્ન અને મેલેરિયા તાવનો નાશ કરવાના ગુણોવાળી છે. એવું તો આજકાલના અનેક મોટા મોટા ડૉકટરોએ અમેરિકા અને વિલાયતની પરિષદોમાં સ્વીકાર્યું છે. જે વાત આપણા ઋષિઓ હજારો વર્ષ પહેલાંથી કહેતા આવ્યા છે, તે જાણવાનું પાશ્ચાત્ય ડૉકટરોએ હમણાંજ શરૂ કર્યું છે. ભારતવાસીઓનું સ્વાસ્થ્ય દિનપ્રતિદિન બગડતું ચાલે છે, તેનું કારણ એજ છે કે, જ્યાં પહેલાં પ્રત્યેક હિંદુને ઘેર તુલસીવન શોભતાં હતાં, ત્યાં આજે પ્રત્યેક મહોલ્લામાં તુલસીના પાંચ દશ છોડ પણ દેખાતા નથી!

આવા પ્રકારના અનેક ગુણોવાળી તુલસીના છોડ–કયારાઓ ગૃહે ગૃહે અવશ્ય હોવા જોઇએ.

ડોસીમા પ્રસાદ સાથે તુલસીપત્ર શા માટે આપે છે? તેનો અર્થ હવે સૌ કોઇ સમજશે.

# ગુગળના ધૂપનો મહિમા

(લખનારઃ—શ્રી. માસ્તર કાલીદાસ રાજાભાઈ બગસરાકર)

જે સ્થળની હવા જરા પણ બગડી હોય અથવા જ્યાં ચેપી રોગોનું જોર વધ્યું હોય ત્યાં વિદ્વાનો હવનહોમ કરવા ભલામણો કરે છે. આથી વાતાવરણ શુદ્ધ થઈ ચેપી રોગનાં પરમાણુઓ નષ્ટ થઇ ઘણી વખતે રોગનાશક હુમલાઓ તરત બંધ થતા જણાયા છે. જે ઘરમાં "વૈશ્વદેવ" યજ્ઞ નિયમિત થાય છે, તે ઘરના લોકોમાં કોઈ પણ ચેપીરોગ લાગુ પડવાનો ભય રહેતો નથી. સુગંધિત દ્રવ્યોના ધૂપથી વાતાવરણ શુદ્ધ થઇ તે મનુષ્યોને નીરોગી, બળવાન અને સુખી રાખે છે. વિશેષે કરીને ગુગળનો ધૂપ વાતાવરણને એકદમ સુધારે છે. કારણ કે ગુગળ જંતુઓનો નાશકર્તા છે. ગુગળના ધૂપ વિષે અથર્વવેદના કાંડ ૧૯ ના મંત્ર ૩૦ માં લખેલું છે કેઃ—

**न तं यक्ष्मा अवरुन्धत नैनं शपथो अश्नुते । यं भेषजस्य गुग्गुलोः सुरभिर्गन्धोऽश्नुते ॥**

અર્થાત્—ગુગળ સુગંધિત વાસ ફેલાવે છે તેથી યક્ષ્મા, ક્ષય વગેરે વ્યાધિઓ પીડા કરી શકતા નથી ઇત્યાદિ. વળી વૈદ્યક ગ્રંથમાં લખ્યું છે કેઃ——

**कृमिपातभयाच्चापि धूपयेत् सरलादिभिरिति।**
**सरलागुरुगुग्गुलुभिरितिचिकित्सासंग्रहे चक्रे वा ॥**

ગુગળના ધૂપમાં જંતુનાશક અજબ શક્તિ રહેલી છે. આથી તે શરીરમાં પેઠેલા જંતુનો નાશ કરી રોગ દૂર કરે છે. આજકાલ ભારતવર્ષમાં શ્વાસમાર્ગના અને ક્ષયના રોગની દોડાદોડી છે; તેનું ખાસ કારણ એ જણાય છે કે, આપણે આપણા પૂર્વજ ઋષિમુનિઓની બનાવેલી પ્રણાલિને વિસરતા જઇએ છીએ તેથી તેટલા પ્રમાણમાં નવા નવા રોગ શિર પર વહોરીએ છીએ. ગુગળના ધૂપથી ક્ષય આદિ સંક્રામક રોગોનો પંજો દૂર થાય છે. વળી જે સ્થળમાં એવાં સુગંધિત દ્રવ્યોના ધૂપધૂમાડા થાય છે ત્યાં દેવતાઓનો વાસ થાય છે. વળી વાતાવરણ શુદ્ધ થઈ આનંદનું સ્થળ બને છે. જ્યાંનું વાતાવરણ શુદ્ધ અને આનંદમય રખાય ત્યાં આયુષ્ય પણ વધતું ચાલે છે. જ્યાંનું વાતાવરણ નબળું, મેલું અને દુર્ગંધયુક્ત હોય ત્યાં રહેનારાઓનું આયુષ્ય ઘટતું ચાલે છે. વાયુ શુદ્ધ થવાથી તે દીર્ઘ જીવન આપે છે. બિમાર માણસને સવાર—સાંજ ગુગળની સુગંધિત ધૂણીનો લાભ દેવાથી તેનો રોગ ટુંક મુદતમાં દૂર થઇ તંદુરસ્તી પ્રાપ્ત કરાવે છે. વિશેષે આ ધૂપ ચેપી રોગનાં જંતુઓનો જલદી નાશ કરે છે તેથી જે જે સ્થળમાં ચેપી રોગના હુમલા થતા જણાય ત્યાં ગુગળની ધૂણી બેશક લાભકારી થશે. વળી પ્લેગ, કૉલેરા વગેરે દર્દ લાગુ થયેલા દર્દીને તપાસવા જતાં ચેપી રોગના હુમલાની ચિંતા રહે છે; તે ચિંતા પણ ગુગળના ઉમદા ધૂપથી દૂર થાય છે. આની અમે અનુભવી ખાત્રી કરી છે. વળી ગુગળનો ધૂપ કેટલાક રોગોમાં દવાની પેઠે ફાયદાકારક જોવામાં આવેલ છે. સળેખમ અને ખાંસીમાં ગુગળનો ધૂપ લેવાથી ફાયદો દેખાય છે. ઇન્ફલ્યુ-એન્ઝાના ભારે હુમલા વખતે ગુગળનો ધૂપ મુખમાં લેવાથી તે રોગનું દર્દ મોળું દેખાયું હતું. ગુગળનો ધૂપ તમાકુની પેઠે પીતાં શરૂ થતા ક્ષયનો રોગ તથા શીત, દમ, ખાંસી, હેડકી, સળેખમ વગેરે દૂર થાય છે. વૈદકશાસ્ત્રમાં અનેક સ્થળે ગુગળનું ધૂમ્રપાન કરવા જણાવે છે. તેમાં સીસમ, દેવદાર, ગુગળ, ચંદન, દેવચંદન આદિ સુગંધિત વસ્તુઓનો ધૂપ કીટાદિને હણે છે અને ચેપી રોગના દર્દીને બચાવે છે. ક્ષયમાં કેટલાક ધૂપો ઉપયોગી માલૂમ પડયા છે. તે ધૂપથી રોગના હુમલા શાંત થતા જણાયા છે. સુગંધિત દ્રવ્યોની પેઠે તુલસી, ડમરો, ચંદન, દેવચંદન વગેરેનાં વૃક્ષો પણ વાતાવરણ સુધારનારાં માલૂમ પડ્યાં છે. માટે પાઠક બંધુઓએ ધૂપના મહિમાને નહિ વિસારતાં ધૂપપ્રણાલિ જે મંદ થતી ચાલી જાય છે તેને પાછી સતેજ કરવાની જરૂર છે. પ્રત્યેક બંધુના ગૃહમાં ઉમદા ધૂપો થવાથી દેવોનો વાસ રહ્યા કરશે. વળી વાતાવરણના સુધારાથી મગજમાં ઉમદા વિચારો આવીને તથા રોગો દૂર થઇને સુખમાં સર્વદા વધારો થશે.

ગુગળની માફકજ લોબાનનો ધૂપ ન્યુમોનિયાનો ચોક્કસ ઉપાય છે. ડૉકટરો ન્યુમોનિયામાં લોબાનનો ધૂપ વિલાયતી રીતે આપે છે. 'ન્યુમોનિયા કેટલ'માં ટીંકચર બેન્ઝોઇક કંપાઉંડ નાખી તેની વરાળ નળી વાટે ન્યુમોનિયાના દરદીના નાક આગળ છોડવામાં આવે છે. આ દવા અંગ્રેજી

તો નામમાત્રની હોઇ એમાં લોબાનજ મુખ્ય વસ્તુ છે અને તેની મીઠી સુગંધનોજ ગુણ છે. વેપાર પોતાના હાથમાં રાખવા માટે અંગ્રેજી નામે અને દારૂમાં ભેળવીને લોબાનજ વેચાય છે. ડૉક્ટર જો લોબાનનોજ ધૂપ કરવા કહે તો કદાચ લોકો એમ પણ ધારે કે એ તો સાધારણ ચીજ છે. એમાં શું? પણ મોટું નામ ખિસ્સાં ખાલી કરાવે તે માનવું અને સાદી સમજણની વાત ન માનવી; એ તો બુદ્ધિ વિરુદ્ધની વાત છે. ઘરમાં આટલા માટેજ રોજ અગ્નિહોત્ર કરવાનું શાસ્ત્રકારોએ ફરજીઆત ઠરાવ્યું છે. ('ગુજરાતી કેસરી'માંથી થોડા શોધન સાથે)

---

# ગંગાકિનારે કૂવો શામાટે ખોદો છો?

(સ્વામી વિવેકાનંદનાં કેટલાંક વચનો)

મારૂં હૃદય એટલું બધું ભરાઇ આવ્યું છે કે, મારી લાગણી શબ્દ દ્વારા બતાવી શકતો નથી. જ્યાંસુધી કરોડો માણસો ભૂખ અને અજ્ઞાનમાં જીવન ગાળશે; ત્યાંસુધી જે માણસ તેઓના ખર્ચે ભણી કેળવાયેલો બન્યા છતાં, તેમના તરફ થોડામાં થોડું પણ લક્ષ આપતો નથી; તેવા દરેક માણસને હું દ્રોહી ગણું છું. જે ધનવાનો ગરીબોનો ઘાણ વાળી પૈસા મેળવી પોતાના ઠાઠમાઠવાળા પોષાકમાં આમતેમ હરે ફરે છે; તેમને જ્યાંસુધી ભૂખે મરતા, જંગલી કરતાં જેમની સ્થિતિ કોઇ પણ રીતે ચઢીઆતી નથી એવા વીસ કરોડ માણસોને માટે કંઇ પણ કરતા નથી; ત્યાંસુધી હું દુષ્ટો ગણું છું. × × ×

જે ધર્મ કે ઇશ્વર વિધવાનાં આંસુ લૂછી ન શકે અથવા માબાપ વગરનાં નિરાધાર બાળકોના મુખમાં રોટલીનો કટકો મૂકી ન શકે; તેવા ધર્મમાં કે ઇશ્વરમાં મને શ્રદ્ધા નથી. ગમે તેટલાં ઉમદા ધર્મતત્ત્વો હોય; ગમે તેટલું સુગંધિત તત્ત્વજ્ઞાન હોય; છતાં જ્યાંસુધી તે પુસ્તકોમાંજ છે અને મુખમાત્રથી ચર્ચાના વિષયરૂપ છે-એટલે કાર્યમાં ઉતરેલ નથી; ત્યાંસુધી હું તેને ધર્મ કહેતો નથી. * * * 'મારો ધર્મ' એમ કહેવામાં તમે મગરૂરી લ્યો છો તે ધર્મને કાર્યમાં મૂકો, પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. × × × ×

શું તમે તમારા જાતિભાઇઓ પર પ્રેમ રાખો છો? ઇશ્વરને શોધવા તમે ક્યાં જાઓ છો? શું ગરીબ, દુઃખી અને નિર્બળ બંધુઓ બધા ઈશ્વરો નથી? તેઓની પૂજા પહેલી શામાટે કરતા નથી? ગંગાના કિનારા ઉપર શામાટે કૂવો ખોદો છો?

માનવજાતિને (ખરી અને સંગીન) મદદ કરવાની જેમની ઇચ્છા હોય તેમણે પ્રથમ પોતાનાં સર્વ સુખ-દુઃખ, નામ-કીર્તિ અને સર્વ તરેહના સ્વાર્થનો ગુંડો-પુંડો કરી સમુદ્રમાં ફેંકી દેવો જોઇએ અને ત્યારપછીજ પ્રભુ પાસે આવવું. એજ પ્રમાણે સઘળા સમર્થ આચાર્યોએ કહ્યું છે અને કર્યું છે.

× × × ×

જે જે મહાન કાર્યો થયાં અને થાય છે તે હૃદય ને મગજનાં પરિણામ છે; નહિ કે પૈસાનાં-અર્થાત્ નાણું કામ કરતું નથી, પણ મગજશક્તિ અને હૃદયબળજ કામ કરે છે.

**રાષ્ટ્રનાં મૂળ અને ફળ**—સ્ત્રીઓ, બાળકો તથા ગરીબલોકો કે જે રાષ્ટ્ર(દેશ)રૂપી મહાવૃક્ષનાં મૂળ છે; અને જેમની ઉત્તમતા ઉપરજ હરકોઇ દેશનો ખરો આધાર રહેલો હોય છે; તેમનાં શિક્ષણ તથા ઉન્નતિ તરફ તો હિંદુસ્તાનમાં કોઇ લક્ષ્યજ આપતું નથી! ઉચ્ચ ગણાતો વર્ગ કે જે રાષ્ટ્રવૃક્ષમાં ફળરૂપે કહી શકાય, તે ફળ પણ ઉપયોગમાં ન આવતાં માત્ર શોભાની વસ્તુ તરીકે ઝાડ પર લટકેલાંજ રહે તે પાછળ આપણે સમય ગુમાવવો જોઇએ નહિ. નહિ તો ઉક્ત મૂળિયાં પોષણના અભાવે છેક સૂકાઇ જઇ પરિણામે અને એ શોભાનાં ફળ પણ સૂકાઇ ખરી પડીને સડી જશે! અને આખું રાષ્ટ્રવૃક્ષ પડી ભાગશે! માટે **હે ભાઇ! ગર્વથી બોલ કે**-"પ્રત્યેક ભારતવાસી-ભિખારી, અજ્ઞાની, અંત્યજ અને નિરાધાર બાળક પણ મારો ભાઇ છે... મારા પ્રાણસમાન છે. ભારતભૂમિજ મારૂં શ્રેષ્ઠ સ્વર્ગ છે અને તેનાજ ભલામાં મારૂં ભલું રહેલું છે."

---

# સ્ત્રીજાતિનું હૃદય સમજજો, નહિ તો ગુનેગાર થશો.

સ્ત્રીજાતિ વિષે પુરુષવર્ગમાં તેમજ સ્ત્રીવર્ગમાં પણ પેસી ગયેલા અજ્ઞાનમૂલક હલકા વિચારો દૂર થઇ સ્ત્રીજાતિનો દરજ્જો સમજાય તે સારૂ અનેક પ્રમાણભૂત ગ્રંથો અને સમર્થ વિદ્વાનોના કેટલાક ઉતારા "સરસ્વતી" "સ્ત્રીબોધ" "ગૃહલક્ષ્મી" વગેરે ઉપરથી આ નીચે આપ્યા છે.

**મનુસ્મૃતિ**—"જે પિતા, ભાઇ, પતિ અને દિયર પોતાનું કલ્યાણ ઇચ્છે તેમણે પોતાની પુત્રી, બ્હેન, સ્ત્રી, માતા કે ભાભીનું કદી અપમાન કરવું નહિ. × × જ્યાં સ્ત્રીઓનું પૂજન થાય છે, ત્યાં દેવતાઓ છે અને જ્યાં તેમનું નથી થતું, ત્યાં બધાં ઉત્તમ કર્મ નિષ્ફળ જાય છે."

**હજરત મહંમદ સાહેબ**—"તારૂં સ્વર્ગ તારી માતાનાં ચરણો નીચે છે."

**સ્વામી દયાનંદ**—"ભારતવર્ષનો ધર્મ ભારતવર્ષના પુત્રોથી નહિ પણ પુત્રીઓના પ્રતાપે સ્થિર છે. ભારતીય સ્ત્રીઓએ પોતાનો ધર્મ છોડયો હોત તો ભારતવર્ષ કયારનોયે નષ્ટપ્રાય થયો હોત."

**સ્વામી વિવેકાનંદજી કહે છે કે**—

" જે દેશમાં, જે પ્રજામાં નારીપૂજા નથી, તે દેશ, તે પ્રજા કદી મહાન કે ઉન્નત થઈ શકે નહિ. નારીરૂપી શક્તિ-મૂર્તિની અવગણના કરવાથીજ આજે તમારૂં અધઃપતન થયું છે."

"અત્યારે પણ આ દેશની કન્યાઓમાં અને સ્ત્રીઓમાં જેવું સદ્‌વર્તન, સેવાભાવ, સ્નેહ, દયા, સંતોષ તથા પતિભક્તિ જોવામાં આવે છે, તેવું પૃથ્વીના બીજા કોઈ ભાગમાં મેં જોયું નથી."

"એકમાત્ર ભારતવર્ષની કન્યાઓને જોવાથી આંખો ઠરે છે. તેમનામાં લજ્જા-વિનય આદિ સદ્‌ગુણો હજી પણ જેવા ને તેવાજ રહી શકયા છે. આવાં સરસ સાધનો હોવા છતાં તમે સ્ત્રી-જાતિની ઉન્નતિ કરી શકતા નથી !"

"મહામાયાની સાક્ષાત્ પ્રતિમા જેવી સ્ત્રીજાતિનો તમે ઉદ્ધાર નહિ કરો અને દેવતુલ્ય ગરીબ વર્ગને જાગ્રત નહિ કરો ત્યાંસુધી તમારા દેશનો ઉદ્ધાર નથી."

" જે જે આદર્શ નારીઓ થઈ ગઇ છે, તે સર્વ પવિત્ર સન્નારીઓનાં જીવનચરિત્રો કન્યા-ઓની નજર આગળ તરતાં રાખવાં જોઈએ."

**બંકિમબાબુ કહે છે કે**—

" સ્ત્રીઓ એ સાક્ષાત્ ક્ષમા, દયા અને સ્નેહની દેવી મૂર્તિઓ છે."

" શાળાઓમાં ભણ્યા વિના પણ તેમના જ્ઞાનની વૃદ્ધિ થઈ શકે છે."

" કથા અને કીર્તન એ પૂર્વકાળે જ્ઞાનપ્રાપ્તિનો એક મુખ્ય ઉપાય હતો."

" પ્રાચીન સન્નારીઓ કથાકારોના મુખથી પુરાણ તથા ઇતિહાસની વાતો સાંભળતી અને તેથી પુરાણ-ઇતિહાસમાં જ્ઞાનનો જે ઉત્તમ ભંડાર છુપાયલો છે, તે તેમની પાસે ખુલ્લો થઈ જતો."

" અત્યારના આપણા સુશિક્ષિત ગણાતા યુવકો કરતાં અનેક વિષયો પૂર્વકાળની સન્નારીઓ બહુ સારી રીતે સમજી શકતી હતી."

**શ્રી. દાદાભાઈ નવરોજજી**—"મારી માતાએ મારી ઉપર નજર રાખીને મને મારા સહ-ચરોના બૂરા પ્રભાવથી બચાવ્યો."

**શેકસપિયર કહે છે કે:**-પુરુષ એજ સ્ત્રીનું સૌભાગ્ય છે એ વાત ખરી; પરંતુ જો તે પતિ સ્ત્રી પર પ્રેમ ન રાખે અને તેની સંભાળ ન લે, તો એવી સ્થિતિમાં તે સ્ત્રીની આંખોનું તેજ મંદ પડી જાય તેના જીવનનો નાશ થાય છે. તેમ છતાં એ સ્ત્રીજાતિની ખુબી એ છે કે, તે પોતાના શોક અને દુર્ભાગ્યને પુરુષવર્ગથી છુપાવી રાખે છે. અને પોતે એવી રીતે ઝૂરી ઝૂરીને મરી જાય છે !

**હુરમુજ કહે છે કે:**-સદાચારી સ્ત્રી પરમેશ્વરની સૃષ્ટિનું એક સર્વોત્તમ અમૂલ્ય રત્ન છે.

**ગોલ્ડસ્મિથ કહે છે કે:**-સ્ત્રી તો કાંટાળી ઝાડીને પણ ફૂલવાડીમાં ફેરવી શકે છે ! અરે ! ગરીબમાં ગરીબ ઘરને પણ એ "સંસારનું સુશીલ સ્વર્ગ" બનાવી દે છે !

**લ્યૂથર કહે છે કે:**-મેં વારંવાર જોયું છે કે, જો સ્ત્રીઓ કોઈ પણ રસ્તે ધાર્મિક શિક્ષણ મેળવે તો તેમનામાં વિશ્વાસ, ઉદ્યમ, સાહસ અને ભક્તિના ગુણો પુરુષો કરતાં ઘણા વધી જાય છે.

**એલેકઝાન્ડર સ્મિથ કહે છે કે:**–જ્યારે હું કોઇ દેવીને જોઉં છું, ત્યારે હું જાણે ઇશ્વરની સન્મુખ ઉભો હોઉં, એમ મને લાગે છે. ઇશ્વરે આ સંસારમાં તારાઓ બનાવ્યાને લાખો વર્ષ વીતી ગયાં; પણ સ્ત્રીજાતિ તો તેની છેલ્લામાં છેલ્લી (બહુ ઉત્તમ) કૃતિ જણાય છે. વહાલી પુત્રી ! તું ચંદ્રની શાંત રોશની, શીતળ સ્નિગ્ધ કોમળ ચંદ્રિકા અને હૃદયની શાંતિ છે. બચપણમાંજ તું આવી છે, તો મોટી થયા પછી કેવી થઈશ એ તો કલ્પીજ કેમ શકાય ?

**પોપ કહે છે કે:**–સ્ત્રીઓનું હૃદય સદાય શાંત–કોમળ હોય છે. તેમાં ક્રોધ તો હોતોજ નથી. મને તો વિશ્વાસ છે કે, જો સંસાર સ્ત્રીઓના કહ્યા પ્રમાણે ચાલે તો દુનિયા સ્વર્ગ બની જાય !"

**મિલ્ટન કહે છે કે:**–શાળાઓનું ઉત્તમોત્તમ શિક્ષણ પણ માતાના શિક્ષણ આગળ તુચ્છ છે; મોટા વિદ્વાન શિક્ષકો પણ તેના આગળ ચકલીના ચીં ચીં જેવા છે. સુયોગ્ય માતાની તુલનામાં એ શિક્ષકની બુદ્ધિ અને શિક્ષણ સાચા મોતી આગળ પથ્થર જેવાં છે. તેનું હૃદય પ્રેમ, સેવા અને શુભેચ્છાનું ધામ છે. તેની દૃષ્ટિમાંથી એટલું અમીતેજ ઝરે છે કે જે જોઇ દેવો પણ તેને વંદે છે.

**કાર્લીટન કહે છે કે:**–એવી કયી ઉંચાઇ છે કે જ્યાં સ્ત્રી ન ચઢી શકે ? હજારો અપરાધને તે ક્ષમા આપી શકે છે. કોઇ પણ વાતમાં તે એક વાર નિશ્ચય કરી લે એટલે પછી સંસારની કોઈ પણ શક્તિ તેને રોકી શકે તેમ નથી. ઓ દેવિ ! તારા સિવાય સંસારના પુરુષોના શા હાલ થાત ?

**લૌવિલ**—"વિધાતાએ સ્ત્રીને સુંદર બનાવી છે તેથી નહિ, પણ એટલા માટે પૂજનીય માનું છું કે, મનુષ્યનું મનુષ્યત્વ માત્ર તેનેજ આભારી છે."

**રૂસો**—"સ્ત્રીનું પુસ્તક તો સંસાર છે. તે સંસારના જેટલું પુસ્તકોમાંથી નથી શીખતી."

**આસ્કર વાઇલ્ડ**—"સ્ત્રી, એ પરમાત્માનું સૌથી મહાન જાદુ છે."

**આટવે**—"હે સુકુમારી ! વિધાતાએ તને પુરુષોને ઠેકાણે રાખવા માટે બનાવી છે. તું ન હોત તો અમે પશુ જેવા હોત. સ્વર્ગમાં પણ એવું શું છે કે જે તારામાં નથી ? અદ્ભુત તેજ, પવિત્રતા, સત્ય, અનંત આનંદ અને અમર પ્રેમ, સર્વ કંઈ તારામાં છે."

**એડીસન**—"પત્ની પ્રત્યેના પ્રેમમાં મનુષ્યની કામના છુપાયલી હોય છે; પુત્ર પ્રત્યેના પ્રેમમાં લોભ છુપાયલો હોય છે; પણ જે પવિત્ર પ્રેમ મને પુત્રી પર આવે છે, તેવો બીજા કોઇ પર નથી આવતો."

**જોન્સન**—"મારા સૂક્ષ્મ વિચારોનું મૂળ મારી જનનીનાં પ્રેમભર્યાં હાલરડાંમાં છે."

**શૉપનહૉર**—"મનુષ્યને દૂરદર્શિતા માતાથી અને વીરતા પિતાથી વારસામાં મળે છે."

**અબ્રાહમ લિંકન**—"હું જે કાંઇ કરૂં છું અને થઇ શકું છું, તે મારી દૈવી પ્રકૃતિવાળી માતાની પ્રસાદી છે."

**સર એડમંડ વરટી**—"દરેક દેશમાં, દરેક જાતિમાં અને દરેક ધર્મમાં મનુષ્યને તેની માતા જેવો બનાવે છે તેવોજ તે થાય છે."

**જોર્જ હર્બર્ટ**—"એક આદર્શ જનની સો ઉસ્તાદો કરતાં પણ શ્રેષ્ઠ છે."

**નેપોલિયન**—કોઇ પણ બાળકની ભાવિ ઉન્નતિ અથવા અવનતિનો આધાર તેની માતા ઉપરજ છે. × × હું મારી કર્તવ્યનિષ્ઠા અને ધૈર્ય મારી માતાના ખોળામાંથી શીખ્યો છું."

**મિશલેટ**—"હું મારી તમામ ઉન્નતિઓ અને વિજયોમાં મારી માતાનો દેવાદાર છું."

**ગેરીબાલ્ડી**—"મને મારા દેશ પ્રત્યે જે શુદ્ધ પ્રેમ છે અને જેણે મને મારા અભાગી સ્વદેશબંધુઓના આત્મારૂપ બનાવ્યો છે તેનો પ્રારંભ, જ્યારે હું મારી માતાને દીન જનો પ્રત્યે સહાનુભૂતિ બતાવતી અને દુઃખીઆં લોકો પર દયા કરતી જોતો ત્યારથી થયો છે."

**બુલ્વર**—"હે સ્ત્રી ! તું મનુષ્ય છતાં મુશ્કેલીના પ્રસંગોમાં અમને માર્ગ દર્શાવનારી સિદ્ધિદાયક દેવી છે. ખરેખર તારામાં ઇશ્વરી અંશ છે."

**ફ્રેડરિક હેસ્ટન**—"જ્યાં માતાપિતા અને વિશેષે કરીને માતા બુદ્ધિમતી હોય તે ઘર મનુષ્યપણાનું અને સભ્યતાનું મહાવિદ્યાલય છે. કેમકે વિશેષ મહત્ત્વના પાઠો તો એવા ઘરમાંજ મળે છે. માટે દેશમાં મહાન પુરુષો ઉપજાવવા અમારે એવીજ માતાઓની અગત્ય છે, કે જે પોતાનો બધો સમય કઠિન કાર્યો પાછળ ગાળવાની યોગ્યતા રાખતી હોય અને સાથે જેનું હૃદય અને મગજ વિશુદ્ધ હોય.

---

# મોટરગાડી કે મોતગાડી !—એક અદશ્ય ગજબ

**'સાયન્સ અને ઈન્વેશન'** નામનું અમેરિકન માસિક જણાવે છે કે હવામાં **એક હજાર ભાગે માત્ર દોઢજ** ભાગ કારબન મોનોકસાઇડ આવી જાય તોપણ તે ભયંકર નીવડે છે. ૨૩ હૉર્સપાવરની એક મોટરકાર દર મિનિટે ૨૫ કયુબીક ફીટ ગેસ છોડે છે; જેમાંથી છ ટકા અથવા ૧।। કયુબીક ફીટ કાર્બન મોનોકસાઇડ હોય છે. કાર્બન મોનોકસાઇડ રંગ વગરની, સ્વાદ વગરની અને ગંધ વગરની ગેસ છે, એટલે તે હવામાં મળેલી છે કે કેમ તે જાણવું બહુ મુશ્કેલ છે; અને બીજી તરફ તેને માટે આપણા લોહીમાં એવી સરસ સગવડ છે, કે લોહીમાંનાં લાલ કણમાં રહેલું હીમોગ્લોબીન નામનું તત્ત્વ એને (કાર્બન મોનોકસાઇડને) ઑક્સીજન (પ્રાણવાયુ) કરતાં ૩૦૦ ગણું જલદીથી ખેંચી લે છે અને લોહીને એકદમ ઝેરી બનાવી મૂકે છે. આમ થવાથી લોહીની મારફત આપણા સ્નાયુઓને પ્રાણવાયુ મળી શકતો નથી અને મરણ નીપજે છે. હજાર ભાગ હવામાં દોઢ ભાગ પણ કાર્બન મોનોકસાઇડ હોય તો ભયંકર છે, તો પછી મોટરનું એન્જીન તો સેંકડે ૬ ભાગવાળી એટલે હજારે ૬૦ ભાગવાળી ગૅસ છોડે છે. એ કેવી જીવલેણ છે તેનું અનુમાન કરો. ૨૩ હૉર્સપાવરનું મોટર એન્જીન દર મિનિટે એક ચોરસફૂટ કાર્બન મોનોકસાઇડ છોડે તે હિસાબે ૧૦×૧૦×૨૦ ફુટનો એક મોટર તબેલો તો ત્રણ મિનિટમાંજ એ ઝેરી હવાથી ભરાઈ જઇ મનુષ્યના પ્રાણ લઇ શકે. એનો હુમલો ખબર ન પડે તેમ થઇને ધીમે ધીમે માણસ બેભાન બની જાય છે. આમ ક્લિનર અને શૉફરની જીંદગી જોખમમાં રહે છે. અને મુંબઈમાં એવા તબેલા છે કે જેમાં એકેક મોટરકાર આવી જાય પણ બારી તો એક પણ ન હોય ! મોટરનું એન્જીન ચાલુ હાલતમાંજ અંદર જાય અને ચાલુ હાલતમાં મુકાયા પછી થોડીક મિનિટ લગી ધુધવાટ કર્યા બાદજ બહાર નીકળે. એ મોટરના શૉફર અને ક્લિનરની જીંદગીના જોખમનો જવાબદાર કોણ છે ? અને આખો દિવસ મુંબાઇના રસ્તાઓમાં એ મોટરવાળા સેંકડોને ઇજા અને કુટીબંધ ખૂન કરતા ફરે અને પાંચ પચાસ દંડ ભરી છૂટી જાય તથા પગે ચાલનાર પોતાના જીવથી જાય એ તો એક ન્યાયનો નમુનોજ છે ! હવા બગાડવા માટે એ લોકો પગે ચાલનારને અને ઘરમાં રહેનારને શું નુકસાન ભરપાઇ કરી આપે છે ! આપણે રસ્તે ફરતા હોઇએ ત્યારે આપણી બાજુમાંથી એ ભયંકર ચીજ ઝેર રેડતી ચાલી જાય અને આપણે તે ઝેર શ્વાસમાં લેતા ફરતા ફરીએ, એ જીંદગીના જોખમ માટે શું એ ખુનીઓને સજા નથી થવી જોઈતી ? હેલ્થ ઑફિસર આ બાબત માટે શું કહે છે ? એડલ્ટરેશનની સજા તો પોલ્યુશનની નહિ કે ? ચાલી કે બારીમાંથી રસ્તા પર કચરો નાખતાં હવા બગડે; તો આનાથી નહિ બગડે કે ? સ્મોક ન્યુસન્સ એક્ટ છે તેના કરતાં મોટરના ઝેરી ધૂમાડા માટે સખત ઍક્ટ થવોજ જોઇએ.

("ગુજરાતી કેસરી"માં લેખકઃ—શ્રી. મોહનલાલ માણેકલાલ ઝવેરી )

# પગે ચાલવાના ફાયદા અને ખાસ જરૂર

જે માણસ દરરોજ થોડુંઘણું ચાલવાનું રાખે છે તેને અપચો નથી થતો અને તેના શરીરમાં વધારાની ચરબી પણ રહી શકતી નથી. ચાલવાના જેવી બીજી કોઇ કસરત નથી. એક અમેરિકન ડૉકટરે "મેડિકલ રિવ્યુ ઑફ રિવ્યુઝ" માં લખ્યું છે કે, દરેક માણસે સંયોગ અનુસાર રોજ ૩ થી ૧૦ માઇલ સુધી ચાલવું જોઇએ. "ડેલી મેલ"માં એક રોગીનો કિસ્સો પ્રસિદ્ધ થયો છે. તે હમેશાં માંદો રહેતો, રોજ દવાઓ ખાતો, પણ કોઇ દવાથી ફાયદો ન થવાથી તે જીવનથી કંટાળી ગયો હતો. એક ડૉકટરની સલાહથી તેણે થોડું થોડું ચાલવાનું શરૂ કર્યું અને થોડાજ મહિનામાં તે પૂર્ણ સાજો તાજો થઇ ગયો ! જે માણસ રોજ ચાલી ન શકે, તેણે અઠવાડીઆમાં એક વાર તો જરૂર ૧૦–૧૫ માઈલ ચાલવું જોઇએ. અઠવાડીઆમાં એક દિવસ ૧૦–૧૫ માઇલ ચાલવું, બીજા છ દિવસો માટે પૂરતું છે. દિવસે જમવા પહેલાં ચાલવાથી વધુ લાભ થાય છે. ચાલવાનો ઉત્તમ સમય પ્રાતઃકાળ છે.

# વિંછીના કેટલાક ઉપાય

૧–વિંછી ડંખ મારે કે તરત તે જગાએ ઝીણું મીઠું ઘસવાથી ચઢતો નથી.

૨–કડવી ઘીલોડીનાં પાન ચોળીને વિંછી ચઢયો હોય ત્યાંસુધી ચોપડવાથી ઉતરે છે. ડંખ ઉપર એનાં પાનની લુગદી બાંધવી.

૩–ખાટખટુંબો પાણીમાં ઘસી વિંછી ચઢયો હોય ત્યાંસુધી ચોપડી પવન નાખવાથી ઉતરી જશે.

૪–માણસના નખ તથા સોપારીનો ભૂકો બીડીમાં પીવાથી વિંછી ઉતરે છે.

૫–કરોળીઆનું પડ ચલમમાં પીવાથી વિંછી ઉતરે છે.

૬–નાગરવેલનાં બે પાનમાં ચપટી ચપટી મીઠું નાખી ચાવી જવાથી વિંછી ઉતરે છે.

૭–ધંતુરાના પાનનો રસ ડંખ ઉપર ચોપડવાથી અને પાનની લુગદી બાંધવાથી વેદના મટે છે.

૮–ડંખ ઉપર મધ ઘસવાથી ફાયદો થાય છે.

૯–જાંબુડાનાં પાન, પાકાં કેળાં, અથવા ડુંગળીને વાટી લુગદી બાંધવાથી ઝેર ઉતરે છે.

૧૦–આંબલીનો કચુકો ઘસી ધોળો થાય ત્યારે ડંખ ઉપર ચોઢી દેવાથી તે ઝેર ચૂસી ખરી પડશે.

૧૧–તુલસીનાં પાન ચાવી કાનમાં ફૂંકવાથી વિંછી ઉતરશે.

૧૨–પાશેર પાણીમાં ત્રણેક તોલા મીઠું વાટીને નાખવું અને પછી ખૂબ હલાવીને કપડાવતી પાણી ગાળી લઇ તે પાણી શીશીમાં ભરી રાખવું. વિંછીના ડંખ પર આ પાણીમાં રૂનું પોલિયું ભિંજવીને મૂકી દેવું તથા વિંછી ચઢયો હોય ત્યાંસુધી એજ પાણી ચોપડીને જમણા હાથે ઉપરથી નીચેની બાજુ તરફ જરા ભાર દઇને ઘસવું તથા થોડુંક રૂ શીશીના પાણીમાં પલાળીને વિંછી જે બાજુ કરડયો હોય તેની સામેની બાજુના નસ્કોરામાં જોરથી તેમાંનું પાણી સુંઘાડવું તથા એજ ( ઉલટી બાજુના ) કાનમાં પણ એ શીશીમાંનું પાણી થોડુંક નાખવું. આથી પણ મટે છે.

૧૩–ઠીંકરામાં થોડા અંગારા મૂકી તેના ઉપર હળદરની ભૂકી ભભરાવીને તેનો ધૂમાડો કરડેલા અંગની સામેના નસ્કોરામાં જોરથી લેવરાવવો.

૧૪–પિત્તપાપડાને આકડાના દૂધમાં પલાળી છાંયે સુકવવો. આમ ૨૧ વખત તેને શુદ્ધ કરી વાટી ગોળી કરી રાખવી. તે પાણીમાં ઘસી ડંખ પર ચોપડવાથી તરત વિંછીનું ઝેર ઉતરશે.

# દાદરનો સાદો ને બળે નહિ એવો ઈલાજ

મરચાંના છોડનાં લીલાં પાન લાવી પાણી નાખી ખૂબ ઝીણાં વાટી રસ કાઢી એની અંદર થોડુંક મીઠું નાખી થયેલી દાદર ઉપર ખૂબ મસળવાથી પંદર દિવસમાં મટી ચામડી સુંવાળી બને છે. આ દવાથી અગન બળતી નથી, સહેજ લાગે છે. અને દશ વરસની જૂની દાદર હોય અને કાળી કે લાલ હોય તોપણ મટે છે. આ દવાથી ફાયદો લાગે તો બીજા લોકોને પણ બતાવશો. કેમકે એ આપણી ફરજ છે. જેમને દાદર મટે તેમણે યથાશક્તિ કબુતરાંને દાણા અગર કુતરાંને રોટલા નાખવા.

# દેશી પેઈનકીલર

લિંબુનો રસ શેર ૧, આદુનો રસ શેર ૦॥, સિંધવ તોલો ૧૧, હીંગ તોલો ૦।, સંચળ તોલો ૧, સાકર શેર ૧, એ બધી વસ્તુ એકત્ર કરી તેને ઉકાળતાં ૩ જોશ આપી. તેને ગાળી લઈ, સારા બુચવાળી બાટલીમાં ભરી રાખવું; અને મસાલો નીચે ઠરી જાય એટલે યુક્તિથી ઉપરનું પાતળું પાણી નીતારી લઇ, બીજી મજબૂત બૂચવાળી બાટલીમાં ભરી લેવું. આ પ્રવાહી ઝાડા બંધ કરવા માટે વાપરવું હોય, ત્યારે તેમાં થોડું કપૂર મેળવી વાપરવું અને માત્ર પેટમાંનો દુઃખાવો જ મટાડવા સારૂ વાપરવું હોય તો કપૂર વિના પાવું. એનાથી અજીર્ણ તથા મરડો મટે છે, વાયુની તથા પિત્તની શાંતિ થાય છે, ઝાડા બંધ થાય છે, ભૂખ લાગે છે અને રુચિ ઉત્પન્ન થાય છે.

# કેટલીક ઘરાળુ બાબતોનું જ્ઞાન

**માખો નસાડવાનો ઉપાય:**—મ્હાનાં સૂકાં પાન બળતા અંગારા પર બાળવાથી માખો જાય છે.

**ખાસડાંનો ડંખ:**—જોડો કોઇ કારણથી ડંખે તો એક વાસણમાં એરંડિયું રાખીને તેમાં મૂકવો. એરંડિયું ચૂસી લીધા પછી તે ઠીક થઈ જશે.

**લિંબુનો રસ:**—લિંબુને ચીરતા પહેલાં થોડી વાર ગરમ પાણીમાં રાખવાથી રસ વધુ મળશે.

**માકણનો અને ઠંડકનો ઉપાય:**—ગાદીતકીઆ ભરતી વખતે રૂમાં થોડું કપૂર ભેળવવાથી ગરમીના દિવસોમાં તે ઠંડા રહેશે અને તેમાં માકણ પણ થશે નહિ.

**મીઠું ઉઘાડું ન રાખવું:**—મીઠાને હમેશાં ઢાંકીનેજ રાખવું જોઇએ. મીઠા ઉપર ઘરોળી બેસવાથી તે મીઠું ખાનારને કોઢ થાય છે.

**શાહીના ડાઘ:**—લુગડા પર શાહીથી પડેલા ડાઘ તાજા હોય તો તેના ઉપર બારીક વાટેલું મીઠું ભભરાવીને લિંબુની ફાડ ઘસવાથી તે સહેલાઇથી જતા રહે છે.

**કાચનું વાસણ ફાટે નહિ તે માટે:**—કાચના વાસણમાં ગરમ ચીજ રાખવી હોય તો તેની નીચે પાણીમાં ભીંજવેલું કપડું મૂકવું જોઇએ. આથી કાચનું વાસણ ફાટી જતું નથી.

**ચાકની ભૂકી વડે થતી સફાઇ:**—હારમોનિયમ કે પિયાનાના પરદા સાફ કરવા હોય તો તે પર ફ્રેંચ ચાકની ઝીણી ભૂકી ઘસવી.

**ધાતુના વાસણની સફાઇ:**—શાણી સ્ત્રીઓ નીચોવેલાં લિંબુની છાલ ફેંકી દેતી નથી, પરંતુ તે છાલને મીઠા સાથે વાટીને તેનાથી તાંબાપિત્તળની વસ્તુઓ સાફ કરે છે.

**લિંબુથી જોડાની સફાઇ:**—પૂના લેધરના જોડા પર પણ લિંબુ(નીચોવેલાં)ની છાલ ઘસીને લુગડાવતી સાફ કરીએ તો જોડા સાફ (પૉલીશ) થાય છે.

**શાકભાજીનો સ્વાદ:**—શાકભાજી ચઢતી વખતે ચમચો ખાંડ નાખવાથી સ્વાદ વધે છે.

**મધની પરીક્ષા:**—પાણીમાં મધનું ટીપું નાખીએ અને ફેલાઈ ન જાય પણ એમનું એમજ રહે તો જાણવું કે તે સાચું છે, નહિ તો બનાવટી જાણવું.

**સોનીના દગાની પરીક્ષા:**—સોનાનાં ઘરેણાં પર નાઇટ્રિક એસિડનાં બે ટીપાં નાખતાંજ ધોળો ડાઘ પડે તો જાણવું કે સોનીએ કારીગરી અજમાવી છે–અર્થાત્ સોનામાં ભેળ કર્યો છે.

**અત્તરની પરીક્ષા:**—કાગળ પર અત્તરનાં બે ટીપાં નાખી તેને જરા અગ્નિ પર શેકવો; જો ડાઘ ઉડી જાય તો જાણવું કે અત્તર ખરૂં છે અને જો ડાઘ રહે તો જાણવું કે અત્તર બનાવટી છે.

**હીંગની પરખ:**—હીંગ અગ્નિમાં નાખતાંજ ભભકી ઉઠે તો જાણવું કે સાચી છે; પણ જરા વાર પછી ધૂમાડો નીકળે તો જાણવું કે બનાવટી છે.

**કેસરની પરખ:**—સલ્ફ્યુરિક એસીડમાં કેસર નાખતાંજ તેનો રંગ કાળો થઇને લાલ થઈ જાય તો જાણવું કે સાચું છે; પણ જો લીલો થાય તો બનાવટી સમજવું.

**ટાંક અને સોય માટે:**—હોલ્ડરની ટાંક અને સોય બરાબર કામ ન આપે તો તેને દીવાસળી સળગાવી જરા આંચ આપવી એટલે તુરત કામ આપશે.

**શાહીના ડાઘ:**—શાહીના ડાઘા ઉપર રાંધેલા ચોખા ઘસવાથી તે સહેલાઇથી જતા રહે છે.

**માકણ નસાડવાનો ઉપાય:**—ખાટલાના ચારે પાયે કપૂરની પોટલી કે ખાખરાનાં ફૂલ વા અજમો બાંધવાથી માકણ પલાયન કરી જાય છે.

**ઉંદર નસાડવાનો ઉપાય:**—ટર્પેન્ટાઇન તેલમાં રુચને ભીંજવી ઉંદરના દર પાસે મૂકીએ તો ઉંદરમામા પલાયન કરી જાય છે.

**કાચની સફાઇ:**—ચાર શેર ઉના પાણીમાં મોટો ચમચો ઘાસતેલ નાખી બરાબર મેળવીને તે પાણીથી બારી-બારણાં તથા શીશા-શીશીઓ ધોવાથી તે સાફ અને તેજદાર થાય છે.

**('ચાંદ' નવેમ્બર–૧૯૨૫ ઉપરથી અનુવાદ)**

# આંખોની સંભાળ—કેવી રીતે વાંચવું?

(૧) આંખો ખેંચવી પડે એવા થોડા અજવાળામાં કદી વાંચવું નહિ.
(૨) વાંચતી વખતે ડોકું નીચું નમાવી કદી વાંચવું નહિ. બરાબર દસ્કત ના ઉકલે તો ચોપડી આંખો પાસે લાવો, પણ વાંચતી યા લખતી વખતે ડોકું તો ટટારજ રાખો.
(૩) આ વાત કદી ભૂલતા નહિ કે, તમારી આંખની કિંમત કોઇ પણ ચોપડી કરતાં વધારે છે અને તમારી આંખ પરજ તમારા રક્ષણ તથા ફતેહનો મુખ્ય આધાર છે.
(૪) વાંચતી વખતે તમારી ચોપડી આંખોથી શુમારે ચૌદ ઇંચ દૂર રાખો.
(૫) જ્યારે જ્યારે તમે બારી આગળ અથવા દીવાના પ્રકાશથી વાંચતા હો, ત્યારે એવી ગોઠવણ કરો કે તે અજવાળું કાં તો તમારા માથા ઉપરથી અથવા તો ડાબી બાજુથી આવે. સામો પ્રકાશ રહેવાથી આંખોનું બળ અને તેજ ઘટે છે.
(૬) થોડી થોડી વારને અંતરે ચોપડીની બહાર જરા વાર જોતા રહીને કે આંખો બિલકુલ બંધ કરતા રહીને તેને આરામ આપવો.
(૭) ચોપડી ઉપર સૂર્યનો પ્રકાશ પડતો હોય એવી રીતે કદી પણ વાંચવું નહિ.
(૮) તમારી આંખો સવારસાંજ ચોખ્ખા અને ઠંડા પાણીથી ધોજો અને ફરવા જાઓ ત્યારે લીલા ઘાસ અને દૂરનાં ઝાડો તરફ લાંબી નજર નાખજો.
(૯) આગગાડીમાં અથવા દોડતી ગાડીએ કદી વાંચવું નહિ.
(૧૦) હીંચકો કે આરામખુરશી પર બેસીને કદી વાંચો નહિ, ટટાર બેસીનેજ વાંચવું.
(૧૧) જે દીવેથી વાંચો તેનો પ્રકાશ પૂરતો અને સ્થિર હોવો જોઇએ અને તે પ્રકાશ આંખો પર ન પડતાં ચોપડી પર પડે તેવી રીતે કાગળ કે કપડાની આડ રાખવી.
(૧૨) સીનેમેટોગ્રાફ તમારી આંખો બગાડશે.

# રબરનાં રમકડાંથી બાળકોને લાગુ પડતું ઝેર

જે માબાપો પોતાનાં બચ્ચાંને રબરનાં રમકડાં રમવા આપે છે, તેમને ખબર નથી હોતી કે તેથી તેઓ પોતાનાં વહાલાં બચ્ચાંઓની હોજરીમાં ઝેર દાખલ કરે છે. રબરનાં રમકડાંની બનાવટમાં સીસાનો ક્ષાર (વ્હાઇટ લેડ)—સફેદો વાપરવામાં આવે છે. આ ક્ષાર ઘણોજ ઝેરી ગણાય છે. જ્યારે બચ્ચાંઓ આવાં રમકડાં મોઢામાં નાખે છે ત્યારે તેના પેટની અંદર આ ઝેરી ક્ષાર જાય છે અને બચ્ચાંઓને અનેક દરદો જેવાં કે ખરાબ દાંત, બેવડો વળી ગયેલ બરડો, ગાગર જેવું પેટ વગેરે થાય છે. જે માતાઓ પોતાનાં બચ્ચાંઓને રમવાને માટે રબરની 'ધાવણી' આપે છે તે આનાથી ધડો લેશે કે? જૂના જમાનાની લાકડાની ધાવણીજ ઉત્તમ છે. રબરના કરતાં તે સસ્તી પણ મળે છે. બીજાં રમકડાં પણ લાકડાનાં અગર સફેદ કાચનાં વાપરવાં જોઇએ.

# ક્રોધથી માતાના ધાવણમાં ઉપજતું ઝેર

વિદ્વાન ડૉકટરોએ એવી પરીક્ષા કરી છે કે જે માતા બાળકને ધરાવતી વખતે ક્રોધમાં આવેલી હોય તેના ધાવણમાં અમુક પ્રકારનું ઝેર પેદા થાય છે. એક વખત એક માતા પડોશણ સાથે વઢીને ગુસ્સે થઇ હતી. એવી હાલતમાં ઘેર જઈ તરત બાળકને ધવરાવવા બેઠી. બાળક ધાવ્યું કે તરત તેને આંચકી આવવા લાગી અને મરવાનાં ચિહ્નો દેખાયાં. આટલા કારણસરજ આપણી ડોસીઓ શાંત મનથી નીરાંતે બેસીને બાળકને ધવરાવવાની સૂચના કરે છે. હાલની જુવાન માતાઓ આ ડોસીશાસ્ત્રનો અર્થ સમજશે કે પોતાનુંજ ડહાપણ ચલાવશે? ('હિંદુસ્તાન' ઉપરથી)

# તમારાં બાળકો માટે ઉત્તમ શિક્ષણ

જાપાનમાં નિશાળે ભણતા પ્રત્યેક બાળક સાથે નીચલા ભાવની વાતચીત શિક્ષક અને વિદ્યાર્થીઓ વચ્ચે એકાદ વખત પણ થાય છેજ.

શિક્ષક—તું આવડો મોટો શાથી થયો ?

વિદ્યાર્થી—ખોરાક ખાવાથી.

શિક્ષક—એ ખોરાક કયાંથી ઉત્પન્ન થયો ?

વિદ્યાર્થી—આપણા દેશ–જાપાનની જમીનમાંથી.

શિક્ષક—વારૂ, તારૂં શરીર જાપાનની ભૂમિમાંથી પેદા થયું છે અને એનાથીજ એનું પોષણ થાય છે. પેદા થયું માતાપિતાથી, પરંતુ તેમની શક્તિ પણ જાપાનની બહારની તો નથીજ ને ?

વિદ્યાર્થી—નાજી.

શિક્ષક—ત્યારે તો જાપાનને–આપણી માતૃભૂમિને પૂરેપુરો અધિકાર છે કે જ્યારે જરૂર પડે ત્યારે તારૂં શરીર એના ઉપયોગને માટે લઇ લે !

વિદ્યાર્થી—જી હા, એ વખતે મારૂં કોઇ પણ બહાનું ચાલેજ નહિ.

આવી વાતચીતથી માતૃભૂમિ માટે પ્રાણ આપવાનો ભાવ વિદ્યાર્થીની નસેનસમાં પેસી જાય છે.

ધન્ય છે એ નાનાં નાનાં બાળકોને કે જેમની બુદ્ધિમાં બચપણથીજ આ મહત્ત્વની વાત ઠસાવવામાં આવે છે; ઠસી જાય છે અને આચરણમાં ઉતરવા માંડે છે ! આપણા દેશમાં તો એક બાજુ વિદ્વાન પંડિતજી અને બીજી બાજુ આલિમ ફાજિલ મોલવી સાહેબ, શતાબ્દીઓ વીતી જવા છતાં એટલું સાદું સત્ય પણ નથી સમજ્યા કે આપણે **હિંદુ અને મુસલમાન એકજ ભારત માતાનાં સંતાન છીએ; એકજ માતાનું દૂધ ( અન્નપાણી ) ધાવીએ છીએ અને તેથી સગા ભાઇઓજ છીએ.**

---

# લાખો જુવાન સ્ત્રીઓનાં ખૂન

સાહેબ ! છોકરીઓને સોળ વર્ષની ઉંમરે પરણાવવા સંબંધી હિંદુ મહાસભાએ ઠરાવ પસાર કર્યો છે, તેના ટેકામાં નીચેની હકીકત લખવાની રજા લઉં છું.

નાની ઉંમરની સ્ત્રી સાથે સંબંધ કરવાથી આ દેશમાં પંદર વર્ષથી વધારે ઉંમરની છોકરી-ઓનું મરણપ્રમાણ ઘણું વધી જાય છે, એવી ફરિયાદ 'ન્યૂ ઇંડિયા'માં પ્રસિદ્ધ થઇ હતી.

નાની ઉંમરે સાસરે મોકલેલી સંખ્યાબંધ છોકરીઓ ક્ષય વગેરે નબળાઇનાં દરદોથી પીડાઇને વીસ વર્ષની અને ઘણા કેસોમાં તેથી પણ ઓછી ઉંમરે મરી ગયેલી હું જાણું છું.

આ લોક–પરલોકમાં સુખી થવા ઇચ્છતા વિચારવંત પુરુષોએ પોતાની નાની ઉંમરની સ્ત્રીઓ-ની તંદુરસ્તીનો હમેશાં વિચાર કરવો ઘટે છે. તેણીના આશીર્વાદો ઇચ્છવાથી તથા તેણીના શાપથી ડરવાથી પરમેશ્વર તેવા પુરુષો ઉપર પ્રસન્ન રહે છે.

નાની ઉંમરે છોકરીને સાસરે મોકલવાના રિવાજને પરિણામે આ દેશમાં છેલ્લાં આશરે ત્રીસ વર્ષમાં બત્રીસ લાખ છોકરીઓ મરણ પામી હતી. **"બોમ્બે ક્રોનિકલ"** તા. ૨૭–૯–૧૯૨૪

ઉપરની ત્રાસદાયક હકીકતો ધ્યાનમાં લઇને પોતાની દીકરીઓને **પંદર વર્ષ પછીની** ઉંમરે પરણાવવાનો તમામ વિચારવંત હિંદુ માબાપ ઠરાવ કરે અને તેને પરિણામે લાખો બિચારી છોકરીઓ **જીવતે જીવત નરકની** પીડા સહન કરતી બચી જાય એવી મારી પ્રાર્થના છે.

વાંચનાર ! આ અપીલ વાંચીને તમે શું કરશો ? લાખો બિચારી છોકરીઓના આશીર્વાદો લેવા માટે ઉપર પ્રમાણે પ્રજામત કેળવવાની મહેરબાની કરશો ? (શ્રી. લાભશંકર લક્ષ્મીદાસ)

---

# મુડીવાદ અથવા મહેલાતની ફિલસૂફી

વિલાસી રાજવટની કે કોઈ મદાંધ ધનિકની વૈભવવાસના પોષવા ઉભા થયેલા પેલા રાજ-મહાલયો નિહાળો ! ત્યાં શું છે? વૈભવ, વિલાસ, કપટ, ક્રૂરતા—અરે પાપ અને વિષયવાસના—અર્થાત્ માનવજીવનમાં પશુતા લાવનાર સર્વ સાધનો ત્યાં છે ! એ વૈભવો ગરીબોનાં જીવનલોહીથી ખરડાયલા અને એ વિલાસો નિરાધારનાં આંસુથી તરબોળ છે.

એ મહેલાતોને ઉભી કરતાં કેટલાય ગરીબ મજુરોનાં લોહી વહ્યાં હશે! ઘણાંય દૂધમલ બાળકો માતાની સંભાળ વિના સૂર્યના પ્રખર તાપમાં તરફડી રહ્યાં હશે !—અને તેમાં સૌથીય વધારે ક્રૂર અને ભયંકર ઘટના તો એ હશે કે, કેટલીય મજુરણોનાં શીલ વેચાયાં હશે ! !

રાજમહાલયોની બાહ્ય સુંદરતા અને ભવ્યતાના ઓછાડ નીચે મલિનતા અને કરુણ ઇતિહાસની કેટકેટલી કહાણીઓ છુપાઇ હશે ! * * * * *

શું આ મહેલાતો પવિત્રતા, સ્નેહ અને દયાનાં મંદિરો ન હોવાં જોઇએ ?

( " ક્ષત્રિય " ના માગશર—૧૯૮૨ ના અંકમાંથી )

# નવું જગત

ગરીબી એ કેવો ગુન્હો ! નિર્ધનતા એ કેવું કલંક ! કોઇ ગરીબ ચોરી કરે અને તેને માટે જેલ તૈયાર છે; કોઇ નિર્ધન ધનને અર્થે ખૂન કરે અને એ ખુનીને માટે ફાંસીનો માંચડે ઉભો છે; પણ શ્રીમંત ? કોઈ શ્રીમંત ચોરી કરે, લૂંટો ચલાવે અને દુનિયા તેની ચાતુરીની સ્તુતિઓ ગાવા માંડે—તે લક્ષ્મીને અર્થે તેના સ્વદેશમાં અને વિદેશમાં માનવીના હત્યાકાંડો રચે અને એ હત્યારો સ્વદેશસેવકનું સુનામ પામે ! એવી ચોરીઓ, એવી લૂંટો અને એવી હત્યાઓથી દોલતમંદ બને, એટલે તેને ઉમરાવપદે ચઢાવવામાં આવે; અને જગત તેને ઝૂકી ઝૂકીને સલામો કરે ! ઓ જગત ! તારો કેટલો અધઃપાત થયો છે !

પણ હા, આ જૂની દુનિયાના ખંડેર ઉપરજ નવું જગત રચાશે—અને જરૂર રચાશે. કોઇ જાદુગર એક રાતમાંજ મહેલાતો ઉભી કરી દે; તેમ આજની પવિત્ર ગરીબીના ઉદરમાંથીજ નવી દુનિયા અવતરશે—અને થોડા કાળમાંજ અવતરશે. તે નવા જગતમાં સત્યનાં અજવાળાં ચોમેર રેલાઇ રહ્યાં હશે; પ્રેમની મધુરતા સર્વત્ર મઘમઘી રહી હશે; તે દુનિયામાં સર્વની સેવા—પૂજા પામશે; સર્વ સમાન મનાશે અને સન્માનના અધિકારી ગણાશે.

આજે પૃથ્વી તેની પ્રથાઓ અને તેના શિષ્ટાચારોના કાદવમાં ખદબદી રહી છે; આજે ધરતી ઉપર સત્તાલોભ અને ધનતૃષ્ણાની જ્વાળાઓ સળગી રહી છે; આજે એ યુદ્ધનો સેતાન માનવીઓના અંતરમંદિરમાંથી પ્રભુને પદભ્રષ્ટ કરી રહ્યો છે; આજે શ્રીમંતોની લાલસાતૃપ્તિને અર્થે ગરીબોની જીંદગીની હરરાજીઓ બોલાઇ રહી છે અને આજે જગત કદરૂપા દાનવ જેવું બની ગયું છે ! પણ નવો પ્રકાશ અને નવી દૃષ્ટિ, નવો આદર્શ અને નવી આશા એ બધી બદબોને ધોઈ નાખશે; એ બધી કદ્રૂપતાને હરી લેશે; અને આ જૂની કાયામાં નવા પ્રાણ પૂરશે. શુદ્ધિ પામેલા આ જગતમાં પ્રકાશમય, પ્રેમમય અને સુંદર પ્રભુની પુષ્પવાટિકાસમું નવું સ્વર્ગ સર્જાશે. સ્વર્ગના ઓ સુખકર વાયરાઓ ! તમે દેવોના ઉપભોગની એ તમારી વાયુલહરિઓ આ અવની ઉપર વર્ષાવો. અમારા પ્રાણમાં સ્વર્ગનાં અમૃત ભરો અને આ ખુનીઓ તથા હત્યારાઓની એડી તળે ચગદાતા જગતને સેવાની અમીરીથી ઝહળતું, પ્રેમની ખુશબોથી મહેકતું, માનવીની સ્વાધીનતાનું મહારાજ્ય બનાવો !

( "મોડર્ન રિવ્યુ"માંના એક સંવાદ ઉપરથી—"સૌરાષ્ટ્ર" તા. ૧૫—૧૧—૨૪ )

# आ संस्थाना तैयार ग्रंथो

૧–પોસ્ટેજ ઉપરાંત રજીસ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦) સુધીનું રૂ. ०। જુદું લાગે છે. ૨–મંગાવેલામાંનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩–પૂરૂં મૂલ્ય પ્રથમ મોકલીને કમમાં કમ ૮–૧૦ રૂા.નાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી વધારાના પેકીંગ વગેરે બદલ ०। ચઢશે તોપણ કુલ ખર્ચ બહુ ઓછો આવશે. ૪–અમદાવાદના કાર્યાલય માટે કિંમત ઘટાડેલી, તે ઘણાંખરાં પુસ્તકો માટે હજી જારી છે. ૫–કમમાં કમ રૂ. ૧૦૦)નાં પુસ્તકો એકસાથે લેવાથી કિફાયતી કિંમતમાંથી પણ ૬। ટકા કપાશે. ૬–મુંબઈના કાર્યાલયમાં માર્ગખર્ચ તથા ત્યાંના વધારાના ખર્ચ બદલ બહારગામ મુજબની કિંમત રખાઈ છે; અને કમમાં કમ ૨૫)નાં લેવાથી રૂપીએ દોઢ આનો કપાશે. ૨૫–૮–૩૧

## उत्तम धार्मिक ग्रंथो

ગ્રંથનું નામ પૃષ્ઠ કદઈંચ મુંબઈમાં. અમદાવાદમાં

**સંપૂર્ણ મહાભારત**–શુદ્ધ ગુજરાતી ભાષાંતર ૫૨૦૦...૬॥x૧૦ ૩૬) .... ૩૨)

**શ્રીવાલ્મીકિ રામાયણ**–૩૨ ચિત્રો સાથે .... ૧૩૨૦.... ,, ....૬) .... ૫।

**શ્રીતુલસીકૃત રામાયણ**–૩૨ ચિત્રો સાથે .... ૧૩૫૦.... ,, ....૪) .... ૩॥

**મહાભારતનું શાંતિપર્વ**–નવી આવૃત્તિ .... ૯૦૦... ,, ...૫) .... ૪॥

**ગિરધરકૃત શુદ્ધ રામાયણ**.... ... ... ૭૪૮....૫॥x૯ ....૨। .... ૨)

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ**–બે ભાગ .... ૧૯૦૦...૬॥x૧૦ ૧૦).... ૮)

**શ્રીમદ્દભગવતી ભાગવત**–નવી આવૃત્તિ.... ૮૬૪... ,, ...૪॥ .... ૪)

**શ્રીમદ્દભાગવત**–નવી આવૃત્તિ–૧૯ ચિત્રો .... ૧૦૫૦.... ,, ...૩॥ ... ૩)

**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્દગીતા**–નવી આવૃત્તિ.... ૮૦૦....૫॥x૯ ....૨) .... ૨)

**શ્રીરામકૃષ્ણકથામૃત**–બંને ભાગ ભેગા .... ૬૫૦....૫॥x૮ ....૨॥ .... ૨)

**મહાભારત અને રામાયણવિષે વિચારો** .... ૨૦૦...૬॥x૧૦....०॥=....०।=

**શ્રીમહાભારતવિષે**–જાણવાજોગ વિચારો ... ૩૨૮.... ,, ...૧॥ .... ૧)

**ધર્મતત્ત્વ**–બંકિમચરિત્ર સાથે... ... ... ૨૪૮....૫॥x૮ ...०॥।.... ०॥

**યોગતત્ત્વ** ... ... ... ... ... ૩૮૪.... ,, ... ૧। .... ૧)

**સ્વામી રામતીર્થ**–ચાર ગ્રંથમાં ભાગ ૧ થી ૧૩ ૨૪૨૦....૫॥x૮। ...૮) ... ૭)

**સ્વામી વિવેકાનંદ**–ગ્રંથ ૧ લો ભાગ ૧–૨–૩ ૫૭૫.... ,, ....૨। .... ૧॥।

,, ,, ગ્રંથ ૨જો ભાગ ૪–૫ .... .... ૬૦૦.... ,, ...૨। .... ૧॥।

,, ,, ભાગ ૬–૭ (સાદું પૂંઠું) ०॥।, ભાગ ૮ મો ૧॥, ભાગ ૯ મો ૨)

,, ,, ભાગ ૧૦ મો (સાદું) ०॥।, ભાગ ૧૧ મો ૧॥=, ભાગ ૧૨–૧૩ પત્રો ૧॥

**પ્રભુમય જીવન** (સુધારેલી ૫ મી આવૃત્તિ)....૨૦૦.... ૫x૬॥ ... ०। ... ०।

**શ્રીસુબોધ રત્નાકર**–નવી આવૃત્તિ... ...૨૭૬...૫x૯ ... ०॥। ... ०॥।

**શ્રીવિષ્ણુ સહસ્રનામ**–ગુ૦ ભાષાંતર સાથે .... ૯૨.... ૫x૬॥ ...०)-॥ .... ०)-॥

**ભગવદ્દગીતા**–સરલાર્થ સહિત પાકુ પૂંઠું ...૨૭૨...૩॥x૫॥...०)≡॥,.... ०)≡

,, ,, ,, ,, સાદું પૂંઠું ૨૭૨.... ,, ....०)=॥ .... ०)=

,, ,, ,, ,, મોટા અક્ષર ૨૫૬.... ૫x૬॥ ....०।=॥ .... ०।=

,, ,, શ્રીધરી અનુસાર અર્થ સાથે ....૪૮૦....૩॥x૫॥....०।-॥ .... ०।-

**પંચરત્નગીતા**—સરલાર્થ સાથે મોટા અક્ષર ....૪૯૨,.... ૫×૯ ....૦॥।≈ .... ૦॥।
,, ,, ,, મધ્યમ અક્ષર ...૪૮૦....૩॥×૫॥।...૦॥– ... ૦॥
**ઉપદેશસાર સંગ્રહ** .... .... ....૩૧૨.... ૫×૯ ....૧) .... ૧)
**આર્ય ધર્મનીતિ**—નવી આવૃત્તિ .... ....૨૦૦... ૫×૬॥ સાદુ ૦। પાકુ ૦।≈
**ભગવદ્‌ગીતા—મૂલમાત્ર**—મધ્યમ અક્ષર ૦। અને મોટા અક્ષર....૦॥ ....
**પંચરત્નગીતા—મૂલમાત્ર**—નાના, મધ્યમ તથા મોટા અક્ષર રૂ. ૦।, ૦।≈, ૦॥। ....

**મુસ્લીમ મહાત્માઓ, ભક્તચરિત્ર, સંતમહાત્માઓની વાણી, સ્વર્ગનાં પુસ્તકો**, એ પણ ધર્મગ્રંથો હોઈને તેની વિગત આ પછીનાં મથાળાં નીચે છે.

## संत–महात्माओनी वाणी

**અખાની વાણી**—મનહર પદ સાથે ... ... ૫૦૦...૫×૮... ૧॥ .... ૧।
**પ્રીતમદાસની વાણી**—સર્વથી મોટો સંગ્રહ ... ૪૨૦...૫×૯... ૧॥ ... ૧।
**છોટમની વાણી**—જુદા જુદા ત્રણ ગ્રંથોમાં .... ૯૪૦, ૫×૯... ૩॥ .... ૨॥≈
**શ્રીભજનસાગર**—નવી આવૃત્તિ—સાદુ પૂંઠું.... ૨૦૦ ૫×૬॥ ૦।≈ .... ૦।–

## पढियारकृत स्वर्गनां पुस्तको

**સ્વર્ગનું વિમાન** ૧।≈ ... ૧। **સ્વર્ગની કુંચી** ... ૧।≈ ... ૧।
**સ્વર્ગનો ખજાનો** ૧।≈ ... ૧। **સ્વર્ગનો પ્રકાશ** ... ૧।≈ .... ૧।

## उत्साह अने चेतनाप्रेरक पुस्तको

**આગળ ધસો** (નવી આવૃત્તિ) .... .... ૪૬૮.... ૫×૯....૧॥ ... ૧॥
**ભાગ્યના સ્રષ્ટાઓ**—સંશોધિત નવી આવૃત્તિ... ૫૬૪... ૫×૯ ....૧॥ ... ૧॥
**આદર્શ દૃષ્ટાંતમાળા**—જુદા જુદા બે ગ્રંથોમાં... ૭૨૮.... ૫॥×૮...૨।≈ .... ૨)≈
**બંકિમનિબંધમાળા**—ધર્મતત્ત્વ સાથે .... ૫૯૦.... ,, ...૧॥। .... ૧॥
**આર્યોના સંસ્કાર** અથવા **હિંદની વિદ્યાકળા** ૨૫૬....૪॥×૬॥ ૦॥ .... ૦॥
**સુખી જીવનનાં સાધન**—તરતમાં શુમારે ૧)માં નીકળશે.
**સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ**—નવી આવૃત્તિ તરતમાં શુમારે ૧)માં નીકળશે.
**શુભસંગ્રહ**—ભાગ ૧ લો .... ... ... ૨૯૨... ૫×૬॥ ૦। .... ૦)≈
**શુભસંગ્રહ**—ભાગ ૨ જો .... .... .... ૭૦૦....૬॥×૧૦ ૨॥ .... ૨)
**શુભસંગ્રહ**—ભાગ ૩ જો .... ... .... ૪૩૨.... ,, ....૧॥ .... ૧।
**શુભસંગ્રહ**—ભાગ ૪ થો .... .... .... ૪૧૬.... ,, ....૧॥ .... ૧॥
**શુભસંગ્રહ**—ભાગ ૫ મો .... .... ... ૪૦૦.... ,, ....૧॥ ... ૧॥
**શુભસંગ્રહ**—ભાગ ૬ ઠો ... ... ... ૬૯૬.... ૫×૯...૧॥। ... ૧॥।
**શુભસંગ્રહ**—ભાગ ૭ મો .... ... .... ૬૩૬....૫×૯.... ૧॥ .... ૧॥

## इतिहास अने वैदक संबंधी पुस्तको

**રાજસ્થાનનો ઇતિહાસ**—બે મોટા ગ્રંથોમાં ૧૫૩૦... ૬॥×૧૦, ૧૦) .... ૮॥
**આર્યભિષક્** અથવા હિંદનો વૈદ્યરાજ .... ૮૪૮... ,, ૩॥ ... ૩)
**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**—ગાંધીજીકૃત... ૧૪૦.... ૫×૬॥ ૦।– ... ૦।

## वाचवा लायक उत्तम जीवनचरित्रो

| | | | | |
|---|---|---|---|---|
| **સ્વામી ભાસ્કરાનંદ** તથા **વિજયકૃષ્ણ ગોસ્વામી** | ૪૩૨ | ૫×૯ | ૧॥ | ૧॥ |
| **પરમહંસ શ્રીરામકૃષ્ણનું ચરિત્ર** .... ... | ૫૦૦ | ૫×૯ | ૧॥ | ૧॥ |
| **ભારતના વીરપુરુષો**–બીજી આવૃત્તિ .... | ૨૮૮ | ,, | ૧) | ૦॥= |
| **ભક્તચરિત્ર** અથવા **ભક્તિરસામૃત**.... .... | ૪૦૮ | ,, | ૧॥ | ૧I |
| **શિવાજી છત્રપતિ** .... .... .... ... | ૫૨૮ | ૫॥×૯ | ૨I | ૧॥ |
| **વીર દુર્ગાદાસ** અથવા મારુ સરદારો... ... | ૨૪૦ | ૫I×૭ | ૦॥ | ૦॥ |
| **ભારતનાં સ્ત્રીરત્નો**–ત્રણ ગ્રંથોમાં ... .... | ૨૧૦૦ | ૫॥×૮I | ૬) | ૫I |
| **મહાન સમ્રાટ્ અકબર** .... ... ... | ૩૫૨ | ૫॥×૮I | ૧I | ૧) |
| **મુસ્લીમ મહાત્માઓ** ... ... .... | ૫૯૨ | ,, | ૧॥ | ૧I |
| **દાનવીર કાર્નેગી** .... ... ... .... | ૪૦૦ | ,, | ૧॥ | ૧I |
| **કાઉન્ટ ટૉલ્સ્ટૉય** ... .... .... | ૬૨૦ | ૫॥×૮I | ૨॥ | ૧॥ |
| **નેપોલિયન બોનાપાર્ટ** .... ... .... | ૮૪૦ | ,, | ૩) | ૨॥ |
| **મહાન સાધ્વીઓ**–૧૫ ઉત્તમ ચરિત્ર .... | ૪૨૦ | ૫×૯ | ૧I | ૧I |

## बोधप्रद टुंकी वार्ताओ

| | | | | |
|---|---|---|---|---|
| **ટુંકીવાર્તાઓ**–ભાગ ૧ થી ૪ ૬૬ બોધપ્રદ વાતો.... | ૬૦૦ | ૫×૯ | ૨) | ૧॥ |
| **ટુંકીવાર્તાઓ**–ભાગ ૫ મો .... ,, ૨૮વાતો.... | ૩૦૪ | ૫×૬॥ | ૦॥– | ૦॥= |
| **ટુંકીવાર્તાઓ**–ભાગ ૬ ઠ્ઠો ... ,, ૨૭ વાતો.... | ૩૬૦ | ,, | ૧) | ૦॥ |
| **ટુંકીવાર્તાઓ**–ભાગ ૭ મો–અનેક વાતો ... | ૩૫૦ | ,, | ૧॥ | ૧) |
| **દયાળુમાતા અને સદ્દગુણી પુત્રી** ... .... | ૧૬૦ | ,, | ૦I | ૦)≡ |

## बाळको माटे खास उपयोगी पुस्तको

| | | | | |
|---|---|---|---|---|
| **સદ્દગુણી બાળકો**–૬૯ ટુંકાં બાળચરિત્ર .... | ૧૯૮ | ૫×૬॥ | ૦I | ૦)≡ |
| **બાળસદ્બોધ**–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... | ૧૧૨ | ,, | ૦I | ૦)≡ |
| **બાળકોની વાતો**–રસિક વાતચિતરૂપે ૨૧ પાઠ .... | ૯૬ | ,, | ૦)≡ | ૦)≡ |
| **સુબોધક નીતિકથા**–શ્રી. બીરબલની લખેલી.... | ૧૮૪ | ,, | ૦I= | ૦I= |

## चित्रो अने चित्रावलीओ

| | | | |
|---|---|---|---|
| **શ્રીમહાભારત ચિત્રાવલી**–૨૬ સુંદર ચિત્રો,... .... | ૭॥×૧૦ | ૧) | ૦॥ |
| **શ્રીરામાયણ ચિત્રાવલી**–૩૬ ,, ,, .... ... .... | ,, | ૧) | ૦॥ |
| **શ્રીકૃષ્ણમુરારીનું** ત્રિરંગી મોટું ચિત્ર .... ... .... | ૧૪×૨૨ | ૦I– | ૦I |
| **શ્રીદ્રૌપદીવસ્ત્રાહરણ** ,, ,, ,, ... .... ... .... | ,, | ૦I– | ૦I |
| **જ્ઞાનપટ** તથા **સોપાનપટ** ,, ,, ... ... .... .... | ,, | ૦)– | ૦)– |

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય** { અમદાવાદ અને મુંબઈ–૨